# ઈલ્યડ.

## પુસ્તક પેહેલું.

( ખુલાસા સાથે ગદ્યમાં )

---

બનાવનાર

બાપુજી માણેકજી.

---

મુંબઈ:

૧૮૭૩.

કિમંત છ આના.

# પ્રસ્તાવના.

ગુજરાતી વાંચનારી આલમને એકાદ ભા-
ષામાં રચેલું ઇંગ્રેજી પુસ્તક વાંચતી વેળા
તે પુસ્તકની સેહેલી અથવા સમજવાને
બિકટ એવી એબારતને લીધે અનેક પ્રકા-
રની મુશ્કેલી જણાયછે, જે સબબને લીધે
એવાં પુસ્તકો જે વાંચવાને યોગ્ય હોયછે તે
મનાં ગુજરાતીમાં ભાષાંતરો થાયછે, જે
વાંચવાથી ઉપર જણાવેલી મુશ્કેલીઓ ટ-
ળીને તે બિનાં બરાબર સમજ પડેછે. ગદ્ય
કરતાં પદ્ય લખાણો વધારે મુશ્કેલ હોયછે,
કારણકે તેમાં અનેક અલંકારો, તવારિખ
ઈ૰ ઘણીજ ટુંકમાં જણાવવામાં આવેછે
તથા તે સાથ તે ભાષાનાં શબ્દો પણ રસો-
ળા અથવા મુશ્કેલ હોયછે; હોમર જેવા
નામાકીત કવિનું ઇલ્યડ નામનાં પુસ્તકનો
યૂરોપખંડમાં બોલાતી ઘણીખરી ભાષા-
ઓમાં તરજુમાં પદ્યરૂપે થાયલા છે. કદાચ

ગદ્યરૂપમાં પણ હશે; જેમાંનાં ઘોઘે પદ્યમાં રચેલું ઇંગ્રેજી ભાષાંતર ઉપરથી આ તરજુમો ગુજરાતી વાંચનારી આલમને માટે, તથા ખાનગી વિદ્યાર્થિઓનાં ઉપયોગને માટે મજકુર મતલબથી રચ્યો છે, અને હમો એવી આશારાખ્યેછિયે જે એ પુસ્તકની મદદ લેનાર હરકોઇબી વિદ્યાર્થી પેહેલાં પોતીકી જાતી કોશિશથી કરેલા તરજુમાને એ મધેના તરજુમા સાથે સરખાવી ભુલ ચુક સમજી લેઇને સુધારશે. એપ્રમાણે એ પુસ્તકનો ઉપયોગ કીધાથી તે વિધ્યાર્થી ઘણી સારી રીતે પોતાનો અભ્યાસ કરી શકશે એવો હમારો વિચાર છે; અને હમો આશા રાખ્યેછિયે જે વાંચનારી આલમ એ પુસ્તકને ઘટતો આશરો આપશે, જેથી એ કામ આગળ ચલાવવાને ઉતેજન મળે.

બા. મા. પ.

# હોમર વિષે થોડા શબ્દો.

હોમર ઘણા અસલના વખતમાં એક ઘણોજ નામીચો કવી થઈ ગયોછે. એનો સને મુકરર થયો નથી. હિરાડોટસ નામના તવારિખ શાસ્ત્રના સ્થાપનારની ગણત્રિ પ્રમાણે હોમર ઇસુ ખ્રિસ્તની પુર્વે (૮૮૪) વર્ષની વાતપર થઈ ગયો હતો, એનો જન્મ ગ્રીસ દેશમાં થયો હતો, પણ ગ્રીસ દેશનાં કયાં શેહેરમાં થયો હતો તે ચોકસ નથી, કેમકે ઓછાંમાંઓછાં સાત નામીચાં શેહેરો એની જન્મભૂમીને માટે દાવો કરતાં હતાં. તેનાં જાણીતાં વીર રસ કાવ્યો બે હતાં, અને તેઓ ઇલ્યડ તથા આડિસિને નામે આજ લગી ઓળખાય છે. એક વખણાયલો બારીકબીન ઇલ્યડને મધ્યાન્હકાળની રોશની સાથે, તથા આડિસિને સૂર્યાસ્તના વખતની સાથે સરખાવેછે.

અસલના વખતમાં હોમરની કવિતાઓ વિષે એટલું મોટું માન હતું કે તે વખતનો

દરેક ભણેલો પુરૂષ તેઓમાંનો ઘણોખરો ભાગ મોહોડે બોલી શકતો. એમનાં લખાણ ઉપરથી હોમર ઘણો અનુભવી માણસ કેહેવાતો આવ્યો છે. તેને વિષે લોકોમાં એટલું માન હતું કે તેનાં નામનાં દેરાં તથા ભોગ આપવાની જગ્યાઓ બંધાઈ હતી, એટલું જ નહીં પણ તે દેવ તરીકે ગણાતો હતો. સિકંદર પાદશાહને હોમરની કવિતાઓ એટલી ભાવતી હતી કે તે હમેશાં તેમને પોતાના તકીઆની નીચે રાખતો, તથા કદિ વિસરતો નહીં. જે પ્રમાણે આપણે હાલ એ કવિતાઓને જોઈએછિએ તથા વાંચ્યે છિયે, તેમ તેમને ગોઠવનારો એથેન્સ શેહેરનો રાજા પાઇસિસત્રેતસ થઈ ગયો છે.

# પુસ્તક પેહેલાંનો સાર

એકિલીઝ તથા એગેમેમનોન વચ્ચે ટં-ટો; વીર રસ કાવ્યની પ્રમુખ દેવીના નામનું સ્મરણ કરવું; એપાલોના પાદરી ક્રાઇસિસની બક્ષીસો સાથે અરજ ગુજારવી; એગેમેમનોનનો ધિક્કારથી આપેલો જવાબ; એપાલોની સેવામાં પાદરીની બંદગી; મરકીનું પંથરાવું; એગેમેમનોનને એકિલીઝે ગુજારેલી અરજ; એકિલીઝ તથા કાલ્કાસ નામના પેગંબર વચ્ચેની ગુફતેગો તથા મરકીના મૂળનું કેહેવું; એગેમેમનોન તથા એકિલીઝ વચ્ચે જોસથી ચાલેલો વાદવીવાદ; મિનર્વાનું આકાશ ઉપરથી નીચે ઉતરી આવવું તથા એકિલીઝનો પિત્તો નરમ પાડવો; એકિલીઝે એગેમેમનોન ઉપર ફરી દેખાડેલો કોપ; નેસ્ટરનું ભાષણ; એગેમેમનોન તથા એકિલીઝ વચ્ચે ફરી ચાલેલો વાદવીવાદ; બ્રાઇસિઇઝને લઇ આવવાનો હુકમ, તથા તેણીને લઇ આવવું; એકિલી-

ઝ તથા તેના માતા હિટીઝ વચ્ચે થાયલી વાતચીત તથા તેમનો ભળાપો; ક્રાઈસિસ તથા ક્રાઈસિઇઝનો નવેસરથી થાયલી ભેટ; ચીક લોકની ભોગ આપવાનો ક્રિયા; જોવ તથા હિટીઝ વચ્ચે ચાલેલી ગુફતેગો; જોવ તથા જુનો વચ્ચેની રકઝક; વલ્કનનું વચ્ચે પડવું, તથા જોવ અને જુનો વચ્ચે સુલેહ કરાવવું.

# ઇલ્યડ.

## પુસ્તક ૧.

### તરજુમો.



ગ્રીસ[૨] દેશની ઉપર અગણિત દુઃખ આવી પડવાનું ભયંકાર મૂળ જે એકિલિઝનો[૩] ગુસ્સો હતો, તથા જે ગુસ્સાને લીધે કવખતે કપાઈ ગએલા લડાયક સરદારોના જીવ પ્લૂટોના[૪] અંધારા ગાર (દોજખ)માં જઇ પડયા હતા, તે ગુસ્સા વિષે અરે, આસમાની દેવી[૫] ! તું ગા. કિનારાપર દાટયા વગર! ખુલ્લા પડેલા તેમના ( સરદારોના) અવયવો ભુખ્યા કુત્રા તથા ગિધો ફાડી ખાઇ જતાં હતાં. કેમકે મહા એકિલિઝ તથા એત્રાંઇડિઝ[૬] વચ્ચે ટંટો ઉભો થયો હતો, અને તેમ થવાને જોવનો[૭] ઠરાવ તથા મરજી હતી.

કયા અભાગ્ય વખતે તથા કઇ સત્તાને અપમાન પોહોંચ્યાથી તે સખ્ત કજિયો ઊભો થયો હતો તે વિષે અરે, ગામણની દેવી ! તું ખુલાસો કર? (કેમકે) લેટોનાના[8] છોકરાએ[9] ભયંકાર મરકી પાંથરી નાખી હતી, અને તેથી છાવણીમાં મુડદાંનો પાહાડ સરખો ઢગ થયો હતો; સબબકે માણસોના રાજાએ[10] પોતાના માનવંત પાદરીને[11] ધિક્કારી કાહાડયો હતો, અને રાજાની તકસિરને માટે (તેની) રૈયત મરાઇ ગઇહતી.

એમ બનવાનું કારણ એ હતું કે ક્રાઇસિસે[12] કિંમતી બક્ષીસો આપવા કહીને પોતાનીબંદીવાન છોકરીને[13] જીત કરનારના કબજામાંથી પાછી મેળવવા માગી હતી. એપોલોની[14] શાબભરેલી નિશાનીઓથી પોતાના હાથ સણગારીને તે માનવંત બાપ આજુજી કરતો ઊભો રહેછે; એ (નિશાનો) હાથમાં રાખીને તે વિનંતી ગુજારેછે,

અને નમસ્કાર સાથ તે પેલું પાદશાહી રાજદંડ અને લારલનું તાજ (તેમની) હજુર ધરેછે; તેણે સઘળાઓને અરજ કીધી, પણ મુખ્યત્વે એત્રૂઅના પાદશાહી ખાનદાનના ભાઇરાજાઓને[૧૫] મેહેરબાનીનેસારૂં નીચે પ્રમાણે આજુજી કીધી.

ઓ, પાદશાહો અને લડવૈયાઓ! તમારી માનતાઓ અદા થાય, અને ત્રૉયની[૧૬] ગરવી ભરેલી દિવાલો જમિનદોસ્ત થાય; જ્યારે તમારી રંજો પુરી થાય ત્યારે જોવ તમને તમારા સ્વદેશના કિનારા ઉપર મોજ ભોગવવાને સલામત પાછા લઇ જાય; પણ અરે! એક કંગાળ બાપના દુઃખનું નિવારણ કરો, અને ક્રાઇસિઇઝને[૧૭] આ હાથોમાં પાછી આપો; જો તમને દયા ન આવે તો આ મારી બક્ષીસોથી તમારે દિલ પિગળાવવું, અને જોવના છોકરા વેર લેનારા ફીબસથી[૧૮] ડરવું.

તે પાદરીને માન આપવાને તથા તે છો-

કરીને છોડીદેવાને ગ્રીક લોકો પોતાનું એ-
ક મત મોટે અવાજે જાહેર કરેછે. પણ એ-
ત્રાઈડિઝે તેમ ન કીધું: તેણેતો પાદશાહ ત-
રીકેનું ગુમાન રાખી તે પાક બુઢા માણસને
હાંકી કાહાડયો, અને આ પ્રમાણે જવાબ
દીધો.

તારો જીવ લઇને તું અહિંથી નિકળ,
અને દુશમનના આ મેદાનોમાંથી તું ભાગી
જા; તથા પાદશાહ જે કાંઇ (છોકરી) રા-
ખી મુકેછે, તે ગરૂરીથી ના માગ; તારૂં લૌ-
રલનું તાજ તથા સોનાની રાજદંડ લઇ અ-
હિંથી નિકળ, અને તારા દેવની એ નિશા-
નો ઉપર તું ઘણો મુસ્તકીમ રેહેતો ના;
આ, પાદશીતારી છોકરી મારી(બાયડી)થા-
યછે, અને તે હમેશાં મારી પાસેજ રેહેવા-
ની ને ફર રેહેવાની; અને તારા કાલાવા-
લા, તથા આંસુઓ, તથા લાંચ એ સર્વથી
તારૂં કાંઇજ વળનાર નથી; જયાંહાં સુધી
બખત તેણીની જિંદગી ખુબસુરતી છિનવી

લેશે, અને ખુદાપો તેણીને મારી થંડી કો-ઠીમાંથી દૂર કરશે, ત્યાંહાં લગીતો તે વણકર-ની રોજની મેહેનત કરવાની, અથવા જે બિછાણું તેણીએ એકવાર માગ્યું હોય તેને સણગાર આપવાને તે મુકરર રેહેવાની. તેટલા માટે તે છોકરીને અહિંથી પોતાના સ્વદેશ તથા વિલાપ કરતા પિતાથી છેક દૂર આર્ગોસ[૧૯] સુધી જવું પડશે.

તે પાદરી ધ્રુજતો ધ્રુજતો કિનારા તરફ પાછો ફર્યો, અને પિતાને દુઃખ લાગે તેવી રીતે તેણે શોક કીધો; નિરાશ થઈ ગયો, તથા (વધુ) ફરીઆદ કરવાને તેનામાં હિં-મત.રહી નહીં; એવી સ્થિતિમાં તે ચુપચુપ અવાજ કરતા દરિયા આગળ ફર્યા કીધો; અને અંતે થોડેક તફાવતે સલામતી ભરેલી જગ્યે આવીને તે પોતાના ખોદાની એટલે દુનિયાંની આસપાસ પોતાનાં કિર-ણો જે નાખેછે તેની પ્રાર્થના કરેછે.

રૂ;સ્મિન્થ્યૂસ[૨૦]નું ખુબસુરત જટાનાના

બાનદાનથી ઉતરેલા, તું પાક સિજ્ઞાની[21] રબેવાલી કરનારો,તું રોશનીનું મૂળ, તને ટેનિડાસના[22] લોકો પુંજે છે,તથા તારી ચકચકીત હાજરીથી તારા ક્રાઇસાના[23] કિનારાને તું દિપાવનારો; જો મેં તારાં પાક દેવલની અંદર ફુલના હારો કદિબી ટાંગ્યા હોય અથવાતો જમે કીધેલા બળદોની ચરબીથી આતશને રોશન રાખ્યો હોયતો, અરે, રૂપેરી તીરકામઠાંના સાહેબ ! તારા તીરો કામે લગાડ. તારા હું બંદાનો કિનો લે, અને ગ્રીક લોકનો નાશ કર.

ક્રાઇસિઝે એ પ્રમાણે પ્રાર્થના કીધી; તે મેહેરબાન દેવ ( તેની અરજ પર ) ધ્યાન આપે છે,અને ઓલિમ્પસના[24] ઊચા શિખર ઉપરથી નીચે ઉતરે છે. ગ્રિસ્યન લોકના બદનને જખ્મી કરવાને માટે તેનું કામઠું વાળેલું હતું; તે જોસમાં ને જોસમાં ચાલતો હતો તેથી તેનાં રૂપેરી તીરકામઠાંનો ખખરાત થતો હતો. મનમાં કિનો રાખીને

તેણે એકાએક રાત કરી નાખી, અને બિહા-
મણું અંધારૂં તેનાં માથાંની આસપાસ થઈ
ગયું; કાફલા તરફ નજર રાખીને તેણે નાશ-
કારક કામઠાંની કમાન ચહડાવી, અને પિ-
છરાંની તીરો ધુંઊંઊં કરતાં નીચે ગયાં; પેહેલ
વેહેલાં મરકી ખચ્ચરો તથા કુત્તાં ઉપર શરૂ
થઈ, અને છેહ્લે સરવાળે તે કિનાભરેલા
તીરો માણસોપર લાગ્યા. નવનવ રાત સુધી
ધકધક બળતી ચેહોમાંથી બિહામણો ઝળકાટ
અંધારામાં પડયા કીધો. પણ દશમો દિવસ
પૂરો થવા આગમજ જુનોથી[25] ઊસ્કેરા-
ઈને ઠિટીઝના[26] દેવરૂપી છોકરાએ[27] સઘળા
ગ્રિશ્યન લોકોની સભા બોલાવી, કેમકે
તેણીના કપાઈ ગયલા પેહેલવાનોને માટે તે
દેવી[28] ઘણી શોક કરતી હતી.

મંડળી બેઠા પછી, બિજા બધાઓમાંથી
ઉઠીને એકિલિસે માણસોના રાજાને નીચે
પ્રમાણે અરજ ગુજારી.

શામાટે ચૉપનો નાંશકારક કિનારો આ-

મણે છોડી નહીં જઇએ, તથા આગળ પસાર કરી આવેલા દરિયાઓ શામાટે આપણે પાછા ઓળંગી નહીં જઇએ ? તરવારથી બચેલા લોકોનો મરકીથી નાશ થાયછે, માટે લડાઈમાંથી બચીગયલા થોડા લોકોને બચાવવાનો આ વખત છે. પણ કોઇ પેગંબરને અથવા કોઇ ડાહ્યા પુરૂષને મોટા એપોલોના ગુસ્સાનું કારણ શોધવા દો, અથવા નાશકારક કિનો દૂર કરવા સારૂં આપણે છુપા સ્વપ્નાઓથી વાકિફ થવું, કારણકે સ્વપ્ના જોવથી આવેછે. અગર તોડેલા સોગનોથી આ બદદુવા આવી પડી હોય તો ભોગ આપવાની જગા આગળ કાંઈ બાલીને ધુમાડો કરવો. અને બલિદાન આપવું. ઈશ્વર તરફ એ પ્રમાણે પશ્ચાત્તાપ કર્યાથી મરતું ગ્રીસ બચશે, અને ફીબસ પોતાના બળતા તીરો વધુ ફેંકશે નહીં. એમ બોલી રહીને તે બેઠો.

ત્યાર બાદ કાલ્કસે નીચે પ્રમાણે જબાબ

આપ્યો: કાલ્કસ જાતે ડાહ્યો તથા ગ્રિશ્યન લોકોનો પાદરી અને ભોમીઓ, તથા એક પાક પેગંબર હતો, અને તેનું ઓહોળું મન આગળની, હાલની, અને આવતી વાતો કહી આપતું હતું: આસ્તે રહીને ઉઠીને તે માન પામેલા ડાહ્યા પુરૂષે બુઢાપાથી મેળવેલાં ડાહાપણના સખુનો તથા તેથી ઉપજતી ચિંતાના સખુન નીચે પ્રમાણે કહ્યા.

અરે, જોવના વાહાલા એકિલિઝ! ગુસ્સા ભરેલો ફીબસ પોતાના નાશકારક તીરની કમાન શામાટે વાળેછે તે શું તું જાણવા માગેછે? (એમ હોયતો) પેહેલાં તારો વચન આપ, તથા તારી સત્તા અને તરવારથી તું મારો ખચિત બચાવ કરશે એવો તારો પાદશાહ તરીકેનો વચન તું મને આપ. કારણકે ડાહ્યા પુરૂષોથી જે વાત છુપાવી શકે, તથા જે ખરી વાતો કેહેવાથી મોટા લોકોને ખોટું લાગે તેવી વાતો મારેતો

તારી આગળ કેહેવી જોઇએ. પાદશાહની ચુક કઇ છે તે લોકો ડાહ્યામાં ખપીને તેને બતાવે એ હુલ્લરાઇનું કામ છે; કારણકે જો આપણે વિચાર્યે કે મોટાઓનો થોડા વખતનો ગુસ્સો જતો રેહેશે, તોપણ અંતે તેઓ કિનો લેશે એવી તમારે ખાતરી રાખવી.

તેને પિલાઇડિઝે[૨૯] નીચે પ્રમાણે જવાબ દીધો: જે કાંઇ તું જાણતો હોય તે તું તારાં અંતઃકરણથી કહી દે, અને તે કેહેવામાં તું કોઇનો પણ ડર ના રાખ; વળી જે દેવ દિવસની ઉપર અમલ ચલાવે છે તથા જેની આગળ ગ્રિસ દેશની માનતાઓ તું તારા હાથે લઇ જાયછે, તથા તેના આશિષવાળા સંદેશા તું પોતે જાહેર કરેછે, તે દેવના[૩૦] પણ સોગન લઇને હું કહુંછું કે, જયાંહાં સુધી આ પ્રાણરક્ષક હવામાં એકિલિઝ દમ લેશે ત્યાંહાં સુધી આ સઘળાં લશ્કરમાંથી કોઇપણ

હિંમતવાન શ્રોક પોતાના પાદરીની સામે પોતાનો નાપાક હાથ ઊંચકનાર નહીં; વળી પાદશાહોનો પાદશાહ, જે આપણાં લશ્કરનો સરદાર છે તે પણ તે પાક માથાંને હાથ લગાડનાર નહીં.

આ પ્રમાણે ઉત્તેજન મળવાથી તે પવિત્ર આદમી જવાબ આપેછે. માનતાંઓ નહીં બજાવ્યાથી બી નહીં, તથા ભોગો નહીં આપ્યાથી બી નહીં, પણ પોતાના અપમાન પામેલા પાદરીને વાસ્તે એપોળોનું વેર જે આ જોસથી ચાલતી મરકીછે તે તેણે એટલે આપણા સરદારે ઉશ્કેરીછે. માટે તે દેવનો ઉશ્કેરાયલો જોસ નરમ પડનાર નહીં, પણ જયાંહાં લગી તે મોટો પાદશાહ કાંઇ છોડવવાના પૈસા લીધા વગર તે કાળા આંખવાળી છોકરીને[૩૧] તેણીને (ગામ) ક્રાઇસામાં પાછી મોકળશે નહીં, ત્યાંહાં લગી મરકી જરૂર પંથરાશે તથા મોતની ચેહ જરૂર વધશે. એ સિવાય

ભોગ આપ્યાથી તથા બંદગી કર્યાથી કદાચ તે પાદરી આપણને માફ કરે, અને તે દેવ બચાવી લે.

તે પેગંબર બોલી રહ્યો; તેવામાં બિહામણા ગુસ્સાથી તે પાદશાહ પોતાના ચળકતાં તખ્ત ઉપરથી ઉઠી ઉભો થયો; ગુસ્સાથી તેની છાતી ઉકળીઓવી હતી તે તેથી જોસમાં ભરાઇ આવી અને તેનાં આંખના ડોળાઓમાંથી બળતા આતશની માફક ચળકાટ નિકળતો હતો. ઓ, બદઅગમચેતીના કરનાર! ખરાબ ખરાબ વાતો કહીને લોકોને હમેશાં બિહિડાવનારો, મરકી વિષે ભવિષ કેહેનારો, ખરાબીની હમેશાં અગમચેતી કરનારો; શું તારી જબાંમાંથી હમેશાં કાંઇને કાંઇ જગ્ગામ કરનારા સંદેશા નિકળવાના, અને શું હમેશાં તારાં પાદરીપણાની ગરૂરોથી તું તારા પાદશાહને ગુસ્સે કરવાનો? ગ્રીક લોકો પોતાના પાદશાહ સામે બડબડવા શિખે

એવી મતલબથી શું ફીબસના સંદેશા જાહેર કરવામાં આવેછે? શું એટલાંજ સારૂં મારૂં નામ જુઠાંપણાં માટે બદનામ કરવામાં આવેછે? શું એ માટેજ ઇશ્વર ગુસ્સે છે, અને પાદરીને અપમાન પોહોંચ્યું છે? કારણકે પેલી ખુબસુરત કન્યાને હું મારૂં ઇનામ સમજી રાખુંછું, અને નજર કીધેલાં સોનાને બદલે ઇશ્વરી ખુબસુરતી પસંદ કરૂંછું; એક એવી કન્યા, કે રીતભાત તથા રૂપે જેનો કોઇ હરીફ નહીં, જે દરેક હુન્નરમાં પ્રવીણ થયલી, તથા જે દરેક ખુબીથી ભરપૂરછે. જ્યારે પેહલે વેહલાં ક્લૈટિમ્નેસ્ત્રાની[૩૨] ખિલતી ખુબસુરતીથી મારા હાથને સુખ મલ્યુંહતું, ત્યારે તેણીની ખુબસુરતી એને અરધે હિસ્સે પણ મને પ્યારી લાગી હતી નહીં. તોપણ અગર દેવો તેણીને માગતા હોય તો હું તેણીને જવા દેઉંછું, કેમકે આપણી ચિંતા લોકોનાં ભલાંને કાજે હોયછે; સઘળાનાં

ધિક્કારનું મૂળ હું છું એવું જેઓ વિચા-રતા હોય તેમને વિચારવા દો, અને મા-રાં લોકોનો નાશ થાય તેને બદલે હું પોતે સોસું તે ઠીક. તે ઈનામ, તે ખુબસુરત ઇનામ (મારા મનસે) ઘણું જ કિંમતી, તથા વાજબી રીતે જોતાં મારૂં પોતાનું છે, તે હું આપી દઇશ; પણ લોકોનાં ભલાંને અર્થે હું આ સુંદર કન્યા આપી દઊંછું, માટે એ મારા ખાનગી ટોટાનો બદલો [નિમકહલાલ ગ્રીસ દેશે વાળી આપવો જોઇએ, અને તમારો પાદશાહ કસું ઈનામ વગર ફોકટ લડાઇ કરી લોહીલોહાન થયો છે એવી ફરીઆદ તેને કરવા દેતા ના.

એકિલિઝ નીચે પ્રમાણે જવાબ આપે છે. અરે, લોભી પાદશાહ! સત્તા મેળ-વવાનો શોખી તો શોખી, પણ પેલાં ઈના-મનો તો વધારે શોખી! જે ગ્રીક લોકોએ ઘણાએક દાહાડા સુધી મેદાનમાં લડાઇ કરી ઘટતું ઇનામ મેળવ્યું છે તે શું તેઓ આ-

પીદે એવીતારી મરજી છે? શેહેરો જમીન-
દોસ્ત થઇ ગયાં છે, તથા લડવૈયા માર્યા ગ-
યા છે તેમની લૂટ આપણે જેવી રંજથી
મેળવીછે તેજ પ્રમાણે તે આપણે ઇનસાફ-
ની રાહે વેહેંચી લઇએ. પણ જુલમી પાદ-
શાહોની માફક તું તારા લોભે કરીને જેકાંઇ
પાછું લેવા માગેછે તે તારા ગુલામોજ
સેહે. તોપણ અગર તું હમારો સરદાર લૂ-
ટને વાસ્તેજ લડાઇ કરતો હોય તો, જયારે
જોવના હુકમથી આપણું ફતેહ કર-
નારું લશ્કર એલ્યોનના[૩૩] ઊંચા મિના-
રાને જમિનદોસ્ત કરશે, ત્યારે તે શેહે-
રની લૂટ તારા ગયલા ટોટાનો બદલો
(ખચિત) વાળી આપશે.

ત્યારે તે પાદશાહે આ પ્રમાણે પાછો
જવાબ આપ્યો. શું હું મારું ઇનામ રા-
જી ખુશીથી મુગે મોંહોંડે આપી દઊં,
અને શું તું તારું[૩૪] તારીપાસે રેહેવા દે?
હા. તું મોટોછે ખરો, અને લડવામાં દે-

વના જેવાછે, તોપણ એક સિપાહી તરીકે
જે હક મારો થાયછે, તે તું મારી પાસે-
થી છિનવી લેવાને ધારતો ના. શું તારા
માગવા પરથી હું તે છોકરીને આપી
દઇશ કે? પેહેલાં તો એટલીજ કિંમતનો
તથા એવોજ બદલો મને તમારે આપવો
જોઇએ, અને તેની વળી પાદશાહ માગે
તેવો આપવો જોઇએ; અને તે બજાનો
મારા મોભાને છાજતો તથા તે તેણીને
લાયકનો હોવો જોઇએ. આ ઉપર કહેલું
તું મને આપ, યા આ મારો હાથ એક
પાદશાહ તરીકેનો દાવો કરીને કોઇબિજી
બંદીવાન છોકરીને[35] બચિત ધરી લઇ
જશે. તે મોટા એજેક્સને[36] પોતાનું ઇ-
નામ આપી દેવું પડશે, યૂલેસિસની[37] લૂટો,
અથવા તારી પોતાની બી લૂટો મારી થશે.
જે માણસને સોસવું પડેછે તે મોટથી ફરી-
આદ કરવાનો, અને તે ગમ એટલો ગુસ્સે
થાય પણ તે બધું વ્યર્થ. પણ એ વાત તો

તેના વધતેજ થવાની;—હાલ બાકી એ રહ્યું છે, કે પેલા ભોગને કાંઇસાના કિનારા ઉપરલઇ જવાસારૂં ચુંટી કાહાડેલા હલેસાં મારનારા સાથનો સારો ચાલતો હલેસાંવાળો એક મછવો દરિયો ખેડવાનેકાજે આપણે ઓંકાળ્યે. હવે જલદીથી તે છોકરી તે કાળાં વાહાણપર ચડશે, અને કોઇ નેમનુક કીધેલો શાહજાદો તેણીને પોતાના હવાલામાં લેશે; આ કામ ક્રિટાના[૩૮] પાદશાહને, અથવા એજેકસને બજાવવું પડશે, અથવા ડાહ્યા યૂલેસિસને આપણી મરજી બજાવેલી દેખાડવી પડશે; અથવા અગર આપણી પાદશાહી મરજીથી એવું કરશે તો એકિલિસ પોતે તેણીને દરિયાપરથી લઇ જશે: અનુની એકિલિસ હમણા પોતાના ગુસ્સાથી ભયંકાર થઇ પડયોછે, તેને ઇશ્વર પાસેથી મેહેરબાની પાછી મેળવવા દો, તથા મરકીને નરમ પાડવા દો.

આ ઉપરથી પિલાઇડિઝે ગુસ્સામાં ને

ગુસ્સામાં કરડી નજર કરીને જવાબ આપ્યો: અરે, ગુમાની અને ગરૂર પાદશાહ! તું નિચ એકલપેટા, સદા કપટી, પાદશાહના મનને નાલાયક! અહિં કયો લોક એવો ઉદાર છે, કે તે તારો હુકમ માનીને છુપી રીતે હુમલો કરવાની સફ ખેંચશે, અથવા તલવાર ઊંચકશે? તારા હુકમથી લડવાને મને શું સબબ છે? દૂર રેહેનારા લૉયના લોકોએ મને કદિપણ ઈજા કીધી નથી; ડિઆના[૩૯] રાજમાં દુશમન તરીકે તેઓ કદિ લશ્કર લાવ્યા હતા નહીં; તેની ખીણોમાં મારા લડાયક ઘોડાઓ વગર નુકસાન થયે ચરતા હતા; તે ખોખરા અવાજવાળો દરિયો અહિંથી તો ઘણો દૂર હતો, અને ખડકોની દિવાલોથી મારૂં દેશી રાજ સલામત હતું; ત્યાંહાંની મેવાદાર જમીનમાં પુષ્કળ પાક ઉતરેછે, તથા ત્યાંહાંનો મેવો તાજો હોયછે, તથા ત્યાંહાંના લડાયક માણસો સરસ હોયછે. લોકોની

ઉપર ગુજરેલી આફતને વાસ્તે નહીં, પણ એક ખાનગી પુરૂષનું વેર લેવાને કાજે હમો રાજી ખુશીથી એકઠા થઇને અતરે આ-વ્યા છિયે; તારા જેવા નિમકહરામ પુરૂષ-નાં અને તારા ભાઇનાં[૪૦] કારણ સિવાય બિજાં શા કારણસર પેલી ભેગી થયલી પ્રજા ન્યાયભણી આવવાને લલચાઇ છે? હમારાં લોહી તથા રંજનો જે બદલો હમને ઘટેછે, તે શું એ કે, કે જે માણસની ચાકરી હમો કર્યે છિયે તે માણસથીજ હમને શું નામોસી મળે તથાં ઇજા થાય? ઘણા એક ધાસ્તીભરેલા દિવસો સુધી કામોકરીને જે ઘટતું ઇનામ મેળવેલુંછે તે મારૂં ઇનામ છિનવી લેવાની ધમકી આપવાને શું તું હિંમત કરેછે? અરે પાદશાહ! મારાં કામ સાથે સરખાવતાં તારાં કામ ન્હાનાં ઉતરેછે તેથી ઉલટું મારૂં ઇનામ તારાં ઇનામસાથે સરખાવતાં ન્હાનું ઉતરેછે. દરેક જિતમાં તનેતો માતબર લૂટ મળેછે, પણ મને તો

દિસના રંજ ખેંચીને પસીનો ઉતારવો પડેછે. હું તો મારાં વાહાણો ઉપર કેટલીક નજીવી બક્ષીસો લઈ જાઉંછું, યા લડાઈમાં જે ઘા મને થયા હોય તેના બદલામાં મને ખાલી તારીફ મળેછે, પણ ઓ, ગરૂર પાદશાહ! જાણજે કે હું વધુ વખત તારો નોકર નહીં થવાનો; મારો કાફલો મને ફ્રેસેલ્યાના[41] કિનારા ઉપર લઈ જશે. જયારે એકિલિઝ તને ટ્રૉયના મેદાનમાં એકલો મુકીને જતો રેહેશે ત્યારે તું એત્રાઇડિઝ, કઇ લૂટો, અને કઇ જય મેળવવાનો?

આ ઉપરથી પાદશાહે જવાબ આપ્યો: જા, જા, જોરાવર પેહેલવાન, જા, જા, તારી મદદની અમને કાંઇ ગરજ નથી, અને અમે તારી ધમકીઓની કાંઇ દરકાર રાખતા નથી. એવાં કારણસર લડાઇ કરવા સારૂં સરદારોની કાંઇ ખૂટ નથી, અને જોવ પોતે એક પાદશાહનો હક ખચિત જાળવશે.

સઘળા પાદશાહો તે દેવની ખાસ સંભાળ તળે રેહેછે, એટલામાટે તેઓમાંના સઉથી અદતા પાદશાહ તરફ એવો ધિક્કાર કોઇપ્પી કદિ શખે નહીં; કજિયો અને મારામારી એજ તારા બેચેન જીવને રોકેછે, અને લડાઇ તથા કમકમાતભરેલાં કામોમાં તું જંગલીની માફક ખુશાલી લેછે. અગર તને જોર હોયતો, તે જોર દેવે તને બખ્શ્યુંછે, કારણકે ઓ, ગરૂર માણસ ! તું જાણજેકે એ તારૂં જોર દેવથી ઉતરેલુંછે. ઉતાવળ કર, તારાં વાહાણો ઓંકાવ, અને જલદીથી તારો રસ્તો કાપ; તારાં પોતાનાં રાજ્યો ઉપર આપખુદીથી રાજ ચલાવ; હું તારી દરકાર કરતો નથી; પણ થોડા વખ્તની તારી દોસ્તી અને પાયા વગરનો તારો ધિક્કાર એ બંનેને, હું એકસરખી રીતે ગણુંછું. જા, તું તારા સ્વદેશી મિર્મિડૉન[૪૨] લોકોને દમ ભરાવ, પણ અરે પાદશાહ, અહિં

ધમકી આપવાનું કામ મારૂં છે, અને તારૂં કામ ડરવાનું છે; માટે જાણજે કે અગર દેવ તે ખુબસુરત કન્યાને માગે તો મારૂં વાહાણ તેણીને તેણીની સ્વદેશી જમીન ઉપર લઈ જશે; પણ ઓ, ગુમાની પાદશાહ! તું તૈયારી કર, તું ગમેએવો જોરાવર છે તોપણ તારી બંદીવાન કન્યાને આપી દેવાની તૈયારી તું કર; (નહીં તો) છેક તારા તંબુમાં આવીને તારૂં પેલું ખિતનું ઈનામ એટલે પેલી ચળકતી આંખો-વાળી તારી પ્યારી બ્રાઈસિઇઝને[૪૩] હું લઇ જઇશ. એ ઉપરથી મારૂં જોર તને માલમ પડશે, અને પાદશાહી સત્તાનો હ-રીફ થઇને જે વખતે તું ઉભો હતો તે વખતને તું બદદુઆ દેશે; અને તે ઉ-પરથી અમારાં બધાં સઘળાં લશ્કરને ખ-ચિત ખબર થશે કે પાદશાહો ફકત દેવો-નેજ તાબેદાર હોયછે.

એકિલિઝે દલગિરીં તથા ગુસ્સાથી ખેદ

પામીને તે સાંભળ્યું, તેનો પિત્તો ઉકળી આવ્યો, અને તેની છાતી ધકધકવા લાગી. ભમતા વિચારો તેની છાતીમાં ફરીફરીને આવ્યા કીધા; થોડા વારમાં ગુસ્સાથી તે તાતો થઈ જતો તથા થોડા વારમાં અકલથી થંડો પડી જતો;ઓક લોકોની વચ્ચેથી જઈને તેમના ગરૂર પાદશાહને વિંધી નાખવાને સારૂં તેના હાથને નાશકારક તલવાર ખેંચવાને ગુસ્સો ઊશ્કેરેછે; તેનો કિનો દાખી નાખવાને તથા તેના દિલમાં જે ગુસ્સો થયો હતો તે નરમ પાડવાને અકલ તેને હળુસે કેહેછે. (એમ) તે વેહેમથી દુ:ખી થઈને ઉભેલો હતો તથા પેલી ચળકતી તલવાર મ્યાનમાં અરધી ને અરધી બાહેર કાહાડેલી દેખાઇ, એટલામાં તો જોવની બાયડી અને બેહેનનાં[૪૪] મોકળવા ઉપરથી મિનર્ધા[૪૫] આસમાનપરથી જલદી નિચે ઊતરી આવી; (કેમકે તે બંને પાદશાહો[૪૬] તેણીની સંભાળનો એકસરખો દાવો ધરા–

વતા હતા ); પેલી પછવાડે ઉભી રહી, તથા એકિલિઝને તેના સોનેરી રંગના બાલથી ધર્યો; તેનેજ ફક્ત તે એકલી જાહેર થઇ; એક કાળું વાદળું વચ્ચે આવ્યાથી તે બિજા- ઓની નજરે પડી નહીં. તે જોયછે, તથા તેણીની આંખોમાં આતશ ચકચકતો હતો તે ઉપરથી તેણીને પિછાની એકાએક બુમ પાડીને તે દેવીને કહેછે.

એગૂઝના છોકરાથી જે અપમાન હું સોસુંછું તેનો શાક્ષી ઈશ્વરની હજુર રેહેવા- ને માટે ઓ, પાસબાની કરનારી મિનર્વા, શું તું હેઠે આવીછે! ત્યારે તો જે આંખોથી તું તકસિર થયલો જોયછે, તેજ આંખોથી મને કિનો લેતો બી જોજે.

(જોવની સગી[47] જવાબ આપેછે) અરે, એમ ના કરતો રે! તારો ગુસ્સો નરમ પા- ડવાને વાસ્તે તો હું આસમાન છોડીને આવીછું; મોટા એકિલિઝ દયાને આધિન થઇને અકલની રાહે પોતાના મન ઉ પ

અમલ ચલાવવો જોઇએ. આ હુકમ રોખધાસી જુનોએ આપ્યો છે; પાદશાહ અને તું બંને જણા દેવની પાસબાની તળે છો. તિક્ષણ ઠપકાનો જોસ તેને લાગવા દે, પણ તું મારો હુકમ માનીને તું તારી વેર લેનારી તલવાર મ્યાનમાં પાછી ઘોસ. કારણકે હું જાહેર કરૂં છું (અને મને ઇશ્વરી શક્તિપર ઇતબાર છે)કે, તારા અપમાન (ના બદલા) ને વાસ્તેવખત મુકરર થયલો છે,અને ત્યારે તે ગરૂર પાદશાહને તારાં હથિયારોની (મદદ) માગવા સારૂં તારી વિનંતી જરૂર કરવી પડશે,અને તારી સાથે દોસ્તી પાછી કરવા સારૂં તને બેહદ ખજાનાથી લલચાવવો પડશે. તેટલામાટે કિનાને તારી ઉપર વધારેવાર અમલ ચલાવવા ના દે, તારા ગુસ્સાને તાબેમાસ રાખ, અને દેવોને આધિન રેહે.

તેણીને પિલાઇડીસે જવાબ આપ્યો: અરે, દેવી! હું તારાં વાજબી હુકમને

ધ્યાનથી કાન દઇને સાંભળું છું. મારો કિનો દાબી નાખવાને સારૂં મને કઠણાઇ લાગેછે ખરી, તોપણ હું તે દાબી નાખુંછું; જે લોકો દેવોને માન આપેછે, તેમને તેઓ આશિર્વાદ દેશે. એ બધું તે પેલી આસમાની આંખવાલી છોકરીને[૪૯] આધિન રહીને, બોલ્યો; ત્યારપછી પેલી ચળકતી તલવાર તેણે પાછી મ્યાનમાં ખોસી. તે દેવી ઉંચા ઓલિમ્પસ ઉપર જલદીથી જતી રેહેછે, અને આકાશમાંની પાક સભામાં જાયછે.

હજુ૨ બી ગુસ્સો તેની ઉકળતી છાતીમાંથી ગયો હતો નહીં, અને તેણે તે બેવડા જોસથી નિચે પ્રમાણે એત્રાઇડિઝની ઉપર કાહાડયો: અરે, તું ગુમાની તથા ભયંકાર રાક્ષશ! બાહેરથી તું કુત્રાના જેવો, પણ અંદરથી તું હરણરુપી ! ભરાઇ બેસીને હલ્લો કરવાની હામ ભિડવાને, યા લડાઇના ભયંકાર ચોકમાં મરદાનગીથી લડવાને તું કયારે

જણાયો હતો ? લડાઇનાં મેદાનોમાં લડી-
ને નસીબ અજમાવવાનું કામ હમારૂં છે;
તારૂં કામ તો પૈસોને જોવાનું, તથા લડવૈ-
યાઓને લડી મરવાને ફરમાવવાનું છે. દુશ-
મનને લુટવાના કરતાં છાવણીમાં જઇને પ્ર-
જાને લુટવી એ વધારે સલામતીભરેલું છે.
તારાં લોકોથી તું ધિક્કાર પામેલો! ઘાતકી
અને નિચ! જયારે જેવ ગુસ્સામાં આવ્યો
હશે ત્યારે તેણે તને એક ગુલામી ઓલાદ
ઉપર રાજ કરવાને મોકલેલો હોય (એવું
લાગે છે) અને તે લોકો છુટાપણાથી નાવાકેફ
હોવાને લીધે એવાં તારાં દુઃખોને શરણ
રહે છે; નહીંતો આ તારો જુલમ સેવટનોજ
હતે. હવે આ પાક પાદશાહી રાજદંડથી સો-
ગનલેતાં મને સાંભળ; જેની ઉપર હવે પા-
ત્રાં કે મોહોરો કદિપણ ફરીથી આવનાર
નથી,(જેમ હું તારાથી છુટો પડું છું)તેમ તે
પોતાનાં થડથી એટલે પોતાનાં મૂળ ઝાડને
ખુલ્લા પાહાડો ઉપર મુકીને જુદી પડી છે;

જોવથી કાયદા તથા ઇનસાફનો સત્તા નિકળેછે, તેના એલચીઓનો નિશાની દેખાડવા સારૂં પાણી પાયલાં લોહાંનો બનાવેલી આ પાદશાહી રાજદંડનાં(હું સોગન લઊંછું, અને એ સોગન ઘણા ભયભરેલા છે, અને એવાકે પાદશાહોથીબી તોડાય નહીં); એ પાદશાહી રાજદંડના સોગન લઇને હું કહુંછું, કે જ્યારે લોહીલોહાન થયલું ગ્રીસ દેશ એકિલિઝને ફરી બોલાવશે ત્યારે, તે સઘળું જરૂર ફોકત જવાનું. જ્યારે ખુનામરકીથી ફુલી જઇને હેક્ટર[૪૯] જાંબુરા રંગના કિનારા ઉપર પાહાડો સરખા મુડદાંના ઢગલા પાંથરતો આવશે, ત્યારે તેં મને ઘેલાપણાંમાં જે અપમાન આપ્યું છે તેનેમાટે તને શોક કરવો પડશે, તથા જ્યારે તારામાં બચવાની શક્તિ નહીં હશે ત્યારે તને દલગિર થવાની ફરજ પડશેઃ આ તારાં કામથી સર્વથી બાહાદુર ગ્રીકને તેં તારો દુશમન કીધોછે

એવું જયારે તું જાણશે, ત્યારે તું તારાં દિલની અંદર ફફડીને બળાપો કરશે.

તે બોલી રહયો; અને સોનેરી ફુમતાંઓથી સણગારેલી તેની પાદશાહી રાજદંડ તેણે જમીનની ઉપર જોસથી ફેંકી દીધો. પછી કરડી નજર રાખીને તે મુગો મુગો બેઠો. એવાજ ધિક્કારથી તે ગુસ્સાવાળા પાદશાહે પોતાનો ગુસ્સો ફરીદેખાડયો

બુઢાપણના સખુનોથી તેમના જોરસા નરમ પાડવાને અર્થે, પાઈલાસ[૫૦] શેહેરનો ડાહ્યો પુરૂષ પેલો અનુભવી નેસ્ટર[૫૧] તેની જગ્યેથી આસ્તેરહીને ઉઠયો; તે સમજાવવાની કળામાં હુશિયાર હતો; તેનાં મોહોડાંમાંથી જે સખુનો નિકળતા હતા તે મધ જેવા મીઠા હતાઃ હમણાં,સુધોમાં તેણે બે ઓલાદો પસાર કરી હતી; તેના ફાયદાઓથી તે ડાહ્યો ગણાતો હતો, અને તેના અમલથી તે સુખી હતો; તેણે હમણાં સુધોમાં પોતાના દેશી રાજ્ય

ઉપર એ જમાના સુધી રાજ કર્યું હતું; અને હવે બીજા જમાનાને સારૂં (લોકોને) દાખલો દેખાડવાને સારૂં રહ્યો હતો. તે માનપામેલા નરની તરફ બધાઓએ ભોથી જોયું; તે નીચે પ્રમાણે દિલમાં સારૂં ઇચ્છીને ધીમે બોલવા લાગ્યો.

દુશમની ધરાવનારા દેવો ગ્રિશ્યન રાજના સઉથી બાહાદુર તથા સઉથી સરસ સરદારોવચ્ચે આ સખ્ત જગડો ઉભો કરે છે, એ ગ્રીસ દેશને કેવું નામોસીભરેલું તથા દુઃખદાયક છે, અને ટ્રૉયના ગરુર પાદશાહને તથા તેના મિત્રોને કેવું ખુશાલી ભરેલું છે! તમો જુવાન છો તો ખરા, પણ તમારે જુવાનીનો જોસ અટકાવવો, તથા તમારા નેસ્ટરના વર્ષો તથા ડાહાપણને ફોકટ નહીં ગણવાં. પેહેલવાનોના એક ઇશ્વરી ટોળાને હું એકવાર (સારીપેઠે)* પિછાનતો હતો,—એક એવો ટોળો કે જે આ મારી બુઢી આંખે ફરીથી કદિ પડનારૂં

નહીં. એવો કોઇ સરદાર હાલ જીવતો છે, જે કીર્ત્તિમાં પિરીથૂસની[52] બરોબર ઉતરે; યા દ્રાયસના[53] જેવો બાહાદુર હોય; યા સિન્યૂસના[54] જેવું અમર નામ ધરાવતો હોય; યા જેનામાં થિસ્યુસની [55]માફક માણસોના કરતાં વધારે જોર બક્ષેલું હોય; યા પોલિફિમસની[56] માફક લડવામાં દેવોના જેવો હોય? નેક ઇર્ષાથી ઉત્પન્ન થતા શોખથી તથા નામાંકિત કામો બજાવવાના ચાહથી ઉસ્કેરાઇને મેં મારી જુવાનીના દાહાડા અસલના આ માણસો સાથે લડાઇની રંજમાં ઊધરીને કઠણાઇથી કાહાડયા હતા. તે બધા સઉથી જોરાવર માણસોએ પેલાં પાહાડી કુકકરને વિંધી નાખ્યું હતું, અને ઉજ્જડ જંગલોને રાક્ષસોના લોહીથી રાતાં કર્યાં હતાં, અને ટેકડીઓપરથી ગુચ્છાદાર સેન્ટારોને[57] એંચી લાવીને ચોરી નાખ્યાં હતાં. તોપણ મેં એવા માણસોની ઉપર સ-

મજાવવાની નરમ કળાથી અમલ ચલા-
વ્યો હતો; જયારે નેસ્ટર બોલતો, ત્યારે
તેઓ સાંભળતા અને હુકમ માનતા.
જો આ માણસોએ મને મારી જુવાનીમાં
ડાહ્યો ગણ્યો હોય, તો તમો જુવાન
લડવૈયાઓએ મારા બુઢાપણાની સિખામણ
જરૂર સાંભળવી. જે ઇનામ ગ્રીક લોકે એ-
કમત થઇને તને આપ્યું હતું તે ઇનામ
(એટલે) પેલી ખુબસુરત બંદીવાન કન્યાને
તું એગ્રામેમનૉન પકડી ના રાખ; અને તું
એકિલિઝ આપણા પાદશાહ સાથે ગરૂરી
થી ના ચાલ; પાદશાહોને અદલ ચાલવા
દે, તથા શ્રેષ્ઠ સત્તાને અમલ કરવા દે.
લડાઇનાં પેહેલે વાગેનાં માન તને સાણુગા-
રે છે, તું જોરમાં દેવોના જેવો છે, તથા
તું એક દેવીને પેટ અવતરેલો છે; પૃથ્વી-
પરના અમલો તથા જોવના રાજદંડ ધરા-
વનારા દિકરાઓના કરતાં પી રાજાભરે-
લા દબદબો તેને મોટો કરે છે. (માટે) બંને

ઇન એકમત થઇને મળી જાઓ, કે જેથી કરીને જોર સત્તા સાથે મળી જશે. અરે, પાદશાહ એકિલિઝનો ગુસ્સો નરમ પાડવાનું કામ મને સોંપ; તું પોતે ઊમરે વધારે પુખ્ત હોવાને લીધે તારા પોતાપર કબજો રાખ. ગ્રીસ દેશની મગરુરી તથા આપણાં લશ્કરનો કિલ્લો એવો જે એકિલિઝ તે ઓદા કરેને નહીં જતો રહે!

એટલું કહીને તે અટક્યો. માણસોનો રાજા તેને જવાબ આપેછેઃ તારી ઉમર રોબભરેલીછે, અનેતારા સખુનો ડાહાપણભરેલા છે; પણપેલો ન જીતી શકાય એવો જાલમ પાદશાહ કોઇબી ધારાઓથી બંધાતો નથી, તથા કોઇનાબી દરજ્જાથી અટકતો નથી. તેની ગરુરીની આગળ શું તેના વડાઓ તેને તાબે થાય? તેનાજ બોલ તે શું કાયદા? અને શું તેજ સઘળાનો સાહેબ! શું તેને આપણાં લશ્કરો, આપણા સરદારો, તથા હું પોતે બી તાબે થાશું! કયો પા-

દશાહે પોતાના રાજમાં પોતાના હરીફને રેહેવા દઇ શકે ? ( એક બારગી ) આપણે કબુલ કરૂંછકે દેવોએ તેને બેહદ જોર આપ્યું છે; પણ શું તેને દેવોથી ખરાબ બોલો બોલવાનો બી હક મળ્યો છે ?

અહિંથી પાદશાહનું ભાષણ એકિલિઝે તોડ્યું, અને આ પ્રમાણે જોસમાં આવી વચ્ચે બોલી ઉઠ્યો: અરે, પાદશાહ! અગર હું તારા દરેક ગેરવાજબી હુકમને તાબે થાઉં તો, તારો ગુલામ થઇ રેહેવાને, તથા હજુરબી તારી ચાકરી ફોકટમાં કરવાને, તારા દુ:ખદાયક કબજાને હું લાયક થાઉં; તારા ગુલામો ઉપર તું હુકમ ચલાવ, પણ મારી ઉપર હુકમ ચલાવતો ના: જે બ્રાઇસિઇઝને ગ્રિસ્યન લોકે મારૂં લડાઇનું ઇનામ ઠેરવ્યું હતું તથા જેને તે લોકો હમણાં મુગે મોહોડે તે છતાં પાછી લઇ જતાં જોયછે, તે તું લઇ જા;(વાસ્તે) તું તેણીને બેધડક લઇ જા; એકિલિઝ હવે ફરીથી હરકોઇ સ્ત્રીના

બાબમાં તેનીફતેહભરેલી તલવાર ખેંચનાર નહીં. જે વહી ગયું છે તે દરગુજર કરવાને દેવા મને ફરમાવેછે; પણ આ પેહેલો હલ્લો છેહલો હોજો; કારણકે તું જાણજે કે જયારે કોઇ બિજી વાર હુમલો કરવાને તું કંમર બાંધશે, ત્યારે તારૂં લોહી આ મારી ઝણઝણ થતી તલવારપર કિનામાં વેહેશેજ.

એ ઉપરથી તેઓ બંને જન ચુપચુપ થઇ ગયા: તે સખ્ત કજિયો બંધ પડી ગયો: તે સરદારો ગંભિરભરેલા દબદબામાં પાછા ફર્યા. તંબુઓની નજદીક એકિલિઝનાં ખાલી વાહાણો પડેલાં હતાં તેની તરફ તે-ણે પેટ્રાકલસ[૫૯] ને પોતાસાથે લઇ પોતાનો રસ્તો કાઢ્યો. એટલા વખતમાં એગામેમ્નને પુષ્કળ હલેસાંવાળું એક વાહાણ ક્રાઇસાના પાક કિનારામાટે ઝોંકાવ્યું; તેના તુતકઉપર ઊંચે તે ખુબસુરત ક્રાઇસિઇસને બેસા-ડવામાં આવી; અને ડાહ્યા યુલિસિસના હવાલામાં તેણીને સોંપવામાં આવી; વાહા-

ણની બાજુએ તેઓએ ભોગ આપવાનાં ઢોરો સલામતીથી સિચ્યાં; ત્યાર પછી ઝડપથી સઙ ચઢાવીને તેઓએ દરિયા ઉપરથી રસ્તો કાડ્યો.

પછી પાદશાહ ઓખ્ખું નાહાન નાહાવાથી તથા ગંભિર બંદગીઓ કરવાથી લશ્કર પાસે પશ્ચાત્તાપ કરાવવાને તૈયારી કરેછે. દરિયાના ખારા મોજાથી નાહીને તે પવિત્ર લશ્કર ઓખ્ખું થાયછે, અને પેલાં નાહાનનાં ખરાબ કપડાં દરિયામાં ફેંકી દેછે. કિનારાની આગળ તે બધાં ભોગનાં ઢોરો મુકવામાં આવ્યાં, તથા ગોધા અને બકરાઓને ફીબસની ભોગ આપવાની જગ્યા આગળ ચહડાવવામાં આવ્યા. કાળો ધુમાડો ગુચરાંમાં ને ગુચરાંમાં ળપેઢાતો ઉપર ચઢેછે, અને તેમનો ખુશ્બુમા વાસ આકાશ ભણી લઇ જાયછે.

આપ્રમાણે તે લશ્કર પાક ક્રિયા કરવામાં રોકાયું હતું, અને હજુરથી એગામેમ્નોન

ગોટા કિનામાં નેકિનામાં બલ્યા કીધો. તેનો હુકમ સાંભળવાને વાસ્તે ટાલ્થિબ્યસ[૬૦] અને બલો યુરિબેટીઝ[૬૧] નામના બે પાક કાસદો ઉભેલા હતા. (તે પોકારેછે:) પેલા ઝનુની એકિલિઝના તંબુની આગળ સ-તાબ જાઓ, અને ત્યાંહાંથી પેલી બ્રાઈ-સિઈઝને મારાં પાદશાહી ઇનામ તરીકે લઇ આવો: તેણે મને તાબે થવું જોઇએ, અથવા અગર તેઓ એકિલિઝાંથી જુદાં નહી પડશે તો હું પોતે હથિયારબંધ થઇને તેની પાસથી તેણીને છિનવી લઈ આવીશ.

પેલા કાસદો તેમના શેઠનો હુકમ નારા-જીથી બજાવેછે; તેઓ તે ઉજ્જડ રેતીના કિ-નારા આગળ દલગિરીભરેલી રીતે ચાલેછે; ત્યાંહાં જઈપુગા બાદ તેઓ તે પેહેલવાનને તેના તંબુની અંદર હાથઉપરમાથું ટેકાવીને ગંભિર દેખાવમાં બેઠેલો જોયછે. ભયમાં ને ભયમાં તેઓ ઘણો વખત સુધી દૂરથીચુપચુપ

ઉભારેહેછે;આગળ જવાને તથા તેમનો ક-રડો સંદેશો કેહેવાનેબી તેઓ નારાજી હતા; આહા ! આ કેવો યોગ્ય ગભરાટ ! આ તે ઇશ્વરી માણસે દિઠું, અને આપ્રમાણે નરમ સખુનોથી બોલવાનું શરૂ કીધું.

તમો માણસોના તથા દેવોના પાક કાસદો! માન અને છુટથી મારાં રેહેઠાણમાં દાખલ થાઓ; હું તમારો સંદેશો શું છે તે જાણુંછું; તમે અહિં જુલમથી આવ્યાછો; તમને નહીં, પણ તમારા પેલા ગુમાની પાદશાહને હું બદનામ કરૂંછું. પેટ્રૉક્લસ, સેતાબ જા, તે ખુબસુરત બ્રાઈસિઇઝને અહિં લઈ આવ; તે મારી બંદીવાન કન્યાને તે ગરુર પાદશાહની આગળ લઈ જા. પણ તમે કાસદો સાક્ષી રેહેજો, અને મારા વચન જાહેર કરજો; ઉપર દેવોની, તથા નીચે માણસોની, આગળ તમે સાક્ષી રેહેજો; પણ જે પાદશાહ ઘણો જુલમીછે, તથા જેના હુકમો તમે અતરે

લાવ્યા છો, તેને તમે પેહેલા વેહેલાં મ્હોટા અવાજથી જાહેર કરજો, કે જોકે જમીન-દોસ્ત થયલું ગ્રીસ દેશ દરએક ભાગે ભાગ લોહીલોહાંન થઇજશે તોપણ એકિલિસ તો માતની માફક ના તરસ રેહેવાનોજ: ઘેલાપણામાં ખુવાર થઇ ગયલો, પોતાના ફાયદા તરફ બી આંધળો, તથા પોતાના લશ્કરને બી નકામો થઈ પડેલો, ગઇ ગુજરી વાતની મદદથી આવતી વાતવિષે વિચારવાને હુશિયારી વગરનો, એવો જે, તે ગ્રનુની પાદશાહ છે તેને અંતે લોહી તથા ખુનામરકીમાં પસ્તાવો કરવો પડશેજ.

હવે પેત્રાક્લસ પેલી નારાજી ખુબસુરત કન્યાને લઇ આવ્યો; જેવા પેલા કાસદોએ તેણીનો હાથ ઝાલ્યો તેવીજ પેલી મુગી મુગી મનમાં ને મનમાં દલગીર થતી તથા મનમાં ને મનમાં દુઃખદાયક વિચારો કરતી ચાલી; કિનારાની ઉપર આસ્તે આસ્તે ચાલતાં ચાલતાં તે વારંવાર પછવાડે ફરી

જોતી. પેલા ઝનુની એકિલિઝથી એવી તેની જતી ખોટ ખમાઈ નહીં; પણ તે અવાજ કરતા કિનારા તરફ તે શોકમાં ને શોકમાં પાછો ફર્યો, અને જે દરિયામાંથી તેની માતા જન્મી હતી, તે સગાઈવાળા દરિયાના ઓહોળા કિનારા ઉપર તે જઈ બેઠો; ત્યાંહાં ગુસ્સા અને ધિક્કારનાં આંસુઓમાં ગરકાવ થઈ જઈને નિચે પ્રમાણે તે તોફાની દરિયા આગળ તેણે મોટેથી શોક કર્યો.

અરે માતા દેવી![૧૩] શું જુવાનીમાંથીજ તારો છોકરો એવા સખ્ત હુકમને લીધે પડી ભાગવો જોઈએ; માટે એવા ટુંકા વખતની કીર્તિનેમાટે હું જન્મેલો છું, તેથી ખચિત મોટા જોવ ઇન્સાફની રાહે, (મારી જીંદગીની ) બિલસને સણગારવી જોઈએ; માન અને કીર્તિ એ ઇશ્વરથીજ હોતાં આવ્યાં છે, (તેટલામાટે) અગર પેલો ગરૂર પાદશાહ (મને) તારા છોકરાને એ પ્રમાણે ધિક્કારી કાહાડે, મારાં માનને ઝાંખ લગાડે

તથા મારૂં ઈનામ પાછું જાઈ લે, તો તે ઇ-શ્વરતરફ પોતાની કબુલાત પુરીપાડતોનથી.

તે દરિયાના છેક ઊડાં તળિયાંમાં, જયાંહાં બુઢો સાગર બાવો પોતાનું દરિયાઈ રાજ ચલાવે છે, ત્યાંહાં તે પ્રસ્તરી માતાએ તે સાંભલ્યું. મોજાઓ ખસી ગયા; અને પેલી ધુમસની માફક તેઓની સપાતી ઉપર નિકળી આવી; તેણીએ પેલા ખુલ્લા કિનારાપર તેને શોક કરતો દીઠો, અને તેનાં દિલની દલગિરી આપ્રમાણે શોધીકાહાડીઃ મારા છોકરા તું શામાટે શોક કરે છે? તારા દુઃખમાં મને ભાગલેવા દે, તેનું કારણ મારી આગલ ખુલ્લું કર, અને માતાની સંભાળ પર ઈતબાર રાખ. તેણે મોટેથી દચકાંખાઇને કહ્યુંઃ—જે તને સારી પેઠે રોશનછે તેજ મારૂં દુઃખ કેહેવાનું છે. આઇત્યનનાં[૬૪] રાજમાં આવેલું ઠિબિનું[૬૫] શેહેર એપોલોના નામને અર્પણ કરેલું છે, ત્યાંહાંથી હમારૂં ફતેહમંદ લશ્કર ખજાનો

તથા ફતેહની લૂટ લેઇને આવ્યું હતું; અને તેની વાજબી વેહેંચણીથી સિપાઇઓને પોતાની રંજનો બદલો મલ્યો હતો; પણ પેલું ઇશ્વરી ઇનામ એટલે પેલી રુપવંત કાઇસિઈઅને અમારા સરદારના બિછાણાને માટે મતોથી ચુંટી કાહાડીને આપવામાં આવી હતી. ક્રીબસના પાદરીએ બક્ષેસો આપવા કહીને તે પોતાની ખુબસુરત છોકરીને તે ફતેહ કરનારના કબજામાંથી પાછી મેળવવા માગી હતી; તે પેલા કાફલા આગલ ગયો હતો, અને નમસ્કારસાથ સઘળાઓને અરજ કરીને તેણે પેલું પાદશાહી રાજદંડ તથા ઍારલનું તાજ નજર કીધું હતું; પણ મુખ્યત્વે એત્રૂઅના પાદશાહી ખાનદાનનાં ભાઇરાજાઓને મેહેરબાનીને સારૂં તેણે આજીજી કીધી હતી; તે પાદરીને માન આપવાને તથા તે છોકરીને છોડી દેવાને ઉદાર દિલનાગ્રીકોએ પોતાનું એક મત જાહેર કર્યું હતું પણએગા-

ઇડીએ તેમ નહીં કીધું હતું: તેણે સદાની ગરુરીથી પેલા બુઢા આદમીને અપમાન લગાડ્યું હતું, અને તેની બક્ષેસો લેવા નાપાડી હતી. તે અપમાન પામેલા બુઢા આદમીએ પોતાના ફીબસ દેવની ખાસ સંભાળ તળે હોવાથી તેની પ્રાર્થના કીધી, અને ફીબસે તે પ્રાર્થના સાંભલી: ભયંકાર મરકી નિકળી આવેછે; કિનાભરેલાં તીરો ગ્રિસ્યન લોકના બદનને જખમી કરવા સારૂં એકેક પછી નિકલ્યાજ કરેછે. ત્યારપછી ઇશ્વરથી ઉસ્કેરાયલો એક પેગંબર નિકળી આવેછે, અને ગુનાહ બતલાવી આપેછે, અને તેમાંથી દુઃખોનું મુળ શોધી કાહાડેછે. એ પોતે પેહેલ વેહેલાં ઇશ્વરી શક્તિનું વેર કાહાડી નાખવાને માટે એકઠા થયલા સરદારોના મનને ફેરવ્યું; ત્યારે પાદશાહે ગુસ્સામાં ને ગુસ્સામાં ઉઠીને તોફાન કીધું; ચિરડાઇ જઇને તેણે ધમકીઓ આપી, અને પોતાની ધમકીઓ અમલમાં

લાવ્યો: પેલી ખુબસુરત ક્રાઇસિઇઝને તે દેવને રિજવવામાટે બક્ષેસો આપીને તેણીના પિતા આગળ પાછી મોકળવામાં આવી. પણ હમણાં તે પેલી ઇશ્વરી ખુબસુરતી વાળો બ્રાઇસિઇઝને પકડી લઇ જઇને મારાં કૌવતનું ઇનામ મારી પાસથી છિનવી લેછે; અને ( એપ્રમાણે ) સઘળા ગ્રીક લશ્કરના મતોને તોડેછે; અને ચાકરી, એકીનદારી, અને ઇનસાફ એ સઘળું વ્યર્થ જાયછે. પણ અરે દેવી ! તું તારા અરજ કરતા છોકરાની ઉપર લક્ષ આપ, અને ઊંચા ઓલિમ્પસપરની ચળકતી દરબારમાં જા, અને તારી આગળી બજાવેલી ચાકરીથી ગગરાત કરનારો દેવ તને બંધાયલોછે તે તું તેની આગળ મોટેથી જાહેર કર, અને કિનો લેવાને સારૂં તેને અરજ કર. જયારે મોટાં મોટાં હુલ્લડોથી આકાશ માહેલું રાજ્યધુજતું હતું, ત્યારેતું વાદળાં વિખેરી નાખનારજોવનીહિંમતવાન

પાસખાન તરીકે આસમાનપરના સઘળા દેવોમાંથો બાહેર નિકલી આવી ઉભી રેહેતી હતી, એવાં કીર્તિના ગુમાનમાં ને ગુમાનમ તું આગળથી વારંવાર ખુશી થતી આવીછે ; જ્યારે તેના દબદબાવાલાં રાજયની ચળકતી ભાગ્યણુ[૬૬] તથા પેલી લડાયક ઇશ્વરી કન્યા[૬૭]અને સાગરનો પાદશાહ[૬૮], એઓએ દગલબાજીથી લોભના માર્યાં ઘેલાં બનીને સર્વ શક્તિવાન દેવને સાંકળથી બાંધવાની ધમકી આપવાની હિંમત કરી હતી ત્યારે તારા બોલાવાથી ટાઇટન[૬૯] નામનો રાક્ષસ, (જેનેદેવો બ્રાયરિઉસ[૭૦] નામે તથા માણસો ઇજયોનને [૭૧] નામેઓળખેછેતે) આવીને અચરતીમાં પડેલાંઆસમાનની અંદર બધી ગમ ઘણાજ દમામથી ચાલતો હતો; જે [૭૨] બદ જમીનને હિલવેછે તે બી એટલો જોરાવર નથીઃ તે જોવના ઊંચા તખ્તની આગળ ભારે ગરુરીથી ઉભો રહયો હતો, અને પોતાના સો-

એસો હાથો તેની આસપાસ ફેરવ્યા હતા; તે ભયભિત દેવો તેમના રોબભરેલા સાહેબને કબુલ કરતા, તેમની સાંકળો નીચે નાખીદેતા, અને ધુજતા ધુજતા તેની ભક્તિ કરતા. અરે, દેવી! એ બધું તું તેને પાછું યાદ દેવરાવજે, તેને પગે પડજે, અને તેની ઇનસાફ કરવાની જગા આગળ નીચે બેસી જજે; પેલાં ખ્રિસ્થન લશ્કરને દૂર હાંકી કાહાડવાને, તથા તેમને તેમના કાફલા સહિત દરિયામાં ઊંધે મસ્તક નાખીદેવાને, તથા કિનારા ઉપર પુષ્કળ મુડદાંનાઢગ કરવાને, અને(મારા જેવા)એક પાદશાહની બદ દુવાથી ગ્રીક લોકને વાકેફ કરવાને, તું તેને અરજ ગુજારજે: એગેમેમનોનને મુડદાંનાં બોહોળાં રાજ્યપર પોતાનું ગરૂર મસ્તક ઉંચકી જોવા દો, અને ખુનામરકીમાં શોક કરવાદો, કેમકે તેણે (આ બિના બનવા આગમજ)ખ્રિસ્થન જાતનાં સર્વથો બાહાદુર લડવૈયાને નામોસી

લગાડવાની હિંમતકરી છે.

(ખુબસુરત દ્વિતીઅ આંખોમાંથી ઇશ્વરી આંસુઓ પાડતી પાડતી નીચે પ્રમાણે જવાબ આપેછે): અરે, કમબખ્ત છોકરા! એવા ખરાબ કજાઓ, તથા ભવિષ્યના દુ:ખોને માટે ઉધારવા સારૂં શામાટે મેં એક માતાની માફક વીર ખમીને તને જન્મ આપ્યોછે? આકાશમાં રોશની જોવાનેબી એટલોથોડોજ વખત! એટલોથોડો વખત તોથોડો પણ વળી તે સાથે દલગિરી ભરેલો! અગર તારાં વાહાણો આઇલ્યોનથી દૂર દૂર હંકેરાઇ જાય, અને તું છાવણીથી દૂર જઇને ભયને દૂર કરે, કે જે હમણાં, અરે, મારા છોકરા! તને ઘણું ખરૂં બિહિધરાવે છે તો એક માતાની ચિંતાતુર ઇચ્છા પારપડે. તોપણ, (જેમ મારાથી બની શકશે તેમ) નરમ બરફથી ઢંકાઇ ગયલા મોટા ઓલિમ્પસ ઉપર તારી અરજ ગુજારવા હું જઇશ. એટલા વખત સુધી, તું તારાં વાહા-

ણોમાં સલામત બેસીને દૂરથી લડાઇ જોયા કરજે, તથા લડાઇમાં શામેલ થતો ના. કેમકે દેવોનો મુરબ્બી અને સઘળું આકાશી ટોળું છેક દૂરના દરીયાના ગરમ દેશોમાં, હાલ માનવીઓ સાથે મળી જાયછે, અને તેઓ ઇંડિઓ ત્યાંના[73] જાયફીવાળી ઓલાદના ભાણાંઓમાં શામેલ થવાને હલકું સમજતા નથી; બારદાહાડા સુધી તે દેવો તે ખુશી ભરેલી ક્રિયા ભોગવશે, તથા બારમે દાહાડે (આસમાન તરફ) પાછા ફરશે. ત્યાર પછી હું પિત્તલનાં રંગના જેવા ગુંબજ ઊપર ચઢીશ, અને અમર જોવની ઉંચી દરબારની આગળ અરજ કરીશ.

તે દેવી બોલી રહી: તે હિલતા મોજાઓ પસી જાયછે; ત્યાર પછી જયાંહાંથી પેલી નિકળીને ઉપર આવી હતી ત્યાંહાં (દરિયામાં) પેસી નીચે જતી રહી, અને જે છોકરી તેણે બોલી હતી તેમે મઠેના જબરા બળાપામાં શોક કરતો તેને કિનારા-

પર મુકી જતો રહી.

હવે ડાહ્યો યૂલેસિસ ક્રાઇસાના બંદરમાં આવી ઉતર્યો; પેલાં ડેરવેલાં ભોગોને તુતક-ની નીચે ઉતારીને મુક્યાં;તેઓએ સડોને લપેટયા, અને ડોળને બાજુએ ઉતાર્યું, અને લંગરો નાખ્યાં,અને મછવાને બાંદયો.ત્યારપછી તેઓ તેમનાં ભોગનાં ઢોરોને કિનારાપર ઉતાર્યાં,અને છેલ્લીક્રાઇસિઇઝ કિનારા ઉપર ઉતરી. આ પ્રમાણે પેલા બેડેલા દરિયામાંથી પાછા ફરીને યૂલેસિસ તેણીને ફીબસના પાક દેવળમાં લઇ ગયો;અનેત્યાંહાં તેની ભોગ આપવાની ગંભીર જગા આગળ તે છોકરીને ક્રાઇસિઝને આપતી વેળાએ પેલો પેહેલવાન આ પ્રમાણે બોહયો:—

ઓ બુઢ્ઢા પાદરી નમસ્કાર ! ફીબસના રોબદાર ગુંબજની આગળ અરજ કરનાર તરીકે હું મોટા એત્રાઇડિઝ તરફથી આવ્યોછું: આ પેલી પાક દામનની છોકરીને છુટકારાનું લવાજમ આપ્યા વગર તું લે;

ગ્રીક લોકો જે ભોગનાં ઢોરો તૈયાર કરેછે, તે તું કબુલ રાખજે; અને તારો દેવ આ-સપાસ તીરો વિખેરીને ફેંકેછે તે (હવે)એ ભોગથી નરમ પડીને થતા જખમાનો અ-ટકાવ કરે તો ભલે.

આ ઉપરથી પેલા બાપે ઘણી દલગિરી કરવા જોગ બોલાઇ ગયલી અને છેક અ-ત્યાર લગણ મેળવવાને ફોકટમાં માગણી ક-રેલી,એવી પોતાની છોકરીને ફરીફરી કોઠી ઝાંપી.ત્યારબાદ તે તીર ફેંકતા પાદશાહ(એ-ટલે દેવ ) ની ભોગ આપવાની જગ્યા આ-ગળ તેઓ તેમનાં ભોગનાં ઢોરો હારબંધ ગોઠવીને લઇ આવ્યા: પાણીથી પોતાના હાથ તેઓએ સાફ કર્યા; અને મીઠાંનાં કે-કની પાક માનતા પાક દિલથી તેઓએ ચઢા-વી; અને ત્યારબાદ એ પ્રમાણે હાથો હવામાં ઊંચા કરીને, અને ગંભીર આ-વાજ કાહાડીને તે પાદરીએ પ્રાર્થના કરી.

અરે, રૂપેરી તીરકામઠાંના સાહેબ! તા-

ની સત્તા પાક સિલાની આસપાસ ચાલેછે; તારી પવિત્ર આંખો તારાં ટિનેડોસનાં લોકો ઉપર નેધેબાની રાખેછે; અને સું-દર ક્રાઇસાને ચળકતાં કીરણોથી ચળકાવે-છે, એવા તું સાહેબ, હમારૂં સાંભળ: અ-ગર તારા પાદરીની અરજથી કીનો લેવાને ઉસ્કેરાઇને તું તારાં ભયંકાર તીરોની મા-રફતે ગ્રીકોની મરકી પાંથરતો હોય તો એક વાર ફરીથી મને સાંભળ! તે નાશકારક દુઃ-ખને મટાડ, અને મેહેરબાન થા, અને તારૂં કામઠું ના વાળ.

એ પ્રમાણે ક્રાઇસિસે પ્રાર્થના કીધી. એ-પૉલોએ તેની પ્રાર્થના સાંભલીઃ અને હવે ગ્રીક લોકે તેમના ભાગનાં ઢોરો તૈયાર કર્યાં; તેમનાં(એટલે ઢોરોનાં) સિંગડાંઓ-ની વચ્ચે નોમક દીધેલી જવ ભરીને, તથા તેમનાં માથાં આકાશ તરફ રાખીને તેઓ-એ તેમને જબે કીધાં: તેઓએ સાંધાઓને ચાંમડાંથી છુટા પાડયા; જાંગો દેવાનેવાસ્તે

જુદી રાખીને તેઓએ બાકીનું વેહેંચી લીધું: કળાથી એના બનાવેલા બે પડવાળા (સમોસા) ઉપર દરએક ગમથી મનપસંદ નવાળાનો મારો પડયો. તે પાદરી પોતે ભોગ આપવાની જગા આગળ ઉભો રહ્યો, અને પેલી ચડાવેલી ચીજ પોતાના પાકહાથ-વડે બાળી, કાળો વાઇન દારૂ રેડયો, અને ધુમાડાને ઊંચે ચઢતાં દીઠા; જુવાની-આઓ હથિયારો સાથ આતશની આસ-પાસ ઉભા રહયા: આ પ્રમાણે જાંગો ભોગમાં આપી દીધા બાદ, અને આતરડાં-ઓ સાફ કીધાં પછી, સેવકોએ બાકીનાને કુટું પાડી સીક ભોકીને ભુંજ્યું; પછી સુફરો બિછાવ્યો, ખાનું તૈયાર કર્યું, દરેક જન પોત પોતાની જગાપર બેઠા, અને પોતાનો હિસ્સો લીધો. હવે જ્યારે ભુખનો જુસ્સો નરમ પડયો, ત્યારે તેઓએ ચોખો દારૂ પીઇને ખાણાનો સેવટ લાવ્યા; જુવા-નીઆઓએવાઇન દારૂથી પુષ્કળ પ્યાલાંઓ

ભરીને અને ખુશ થઇને તે ભરાઇ ગયલાં પ્યાલાંઓ આસપાસ ફેરવ્યાં. ઇશ્વરી ગાયણોથી તે ખુશાલીભરેલાં ખાણાંનો અંત આવ્યો, અને જયાંહાં સુધી સુરજ અસ્ત પામ્યો ત્યાંહાં સુધી 'પીયન'નું[૭૪] ગાયણ લંબાયા કર્યું; આ પ્રમાણે ગ્રીક લોકોએ તાજા બનીને તે ખુસ્નુમાં ભરેલાં ગીતો લંબાવ્યાં; એપોલોએ તે ગીતો સાંભળ્યાં, અને તેમને પસંદ કર્યાં.

હવે રાત પડી હતી; જ્યાંહાંસુધી ગુલાબી સવાર આકાશ ઉપર જાંબુરી થઈ પ્રકાશી હતી ત્યાંહાં સુધી સરદારો તેમનાં વાહાણો આગળ (ઊંઘમાં) પડી રહ્યા હતા; ત્યાર પછી તેઓએ વાહાણો ઉતાર્યાં અને ઊળને ચઢાવ્યું; ફીબસથી મળેલા સારા પવનથી કરીને તે ઉપસાતા સડો ભરાયા; જેમજેમ તે ફુક્યો તેમ તેમ તે સફેદ રંગના સડ ભરાતા ગયા; જે સાગર ઉપરથી તેઓ જતા હતા, તે સાગર ફીણફીણ થતો હતો, તથા નીચેથી

પોકાર મારતો હતો: હવે જયાંહાં લગી ક્રિશ્યન છાવણી નજરે પડી ત્યાંહાંલગી પેલા ઉછળતા મોજાઓપર તેઓ ચાલ્યા, ને છેક કિનારાની નજદીક તેઓએ તેમના મછવાને ઉતારવાને ધસડી લાવ્યા; (તેનાં વાંકાં પડાણે પીલી રેતીને ખસાડી નાખી); ત્યારપછી જયાંહાં તે આડી અવડી વેહેતી ખાડીમાં વાહાણો અને તંબુઓ ભેલાયલાં દિસતાં હતાં ત્યાંહાં તેઓ ગયા.

પણ તે કરડા મનનો એકિલીઝ હજુરસુધી ગુસ્સામાં ને ગુસ્સામાંજ મજબુત ધિક્કાર રાખી પોતાના કાફલામાં બેસી રહયો; લડાઇમાં સામેલ થયો નહી, તથા સભામાં પણ ગયો નહીં; પણ લોહરી નાખનારી ચિંતા તેના મનપર જબરી અસર કરતી રહી: તેના ખરાબ વિચારોમાં કિનો અને ખુનામરકી ઘોળાયાં કરી, અને ભય ભરેલી રીતે લોહીના દેખાવો તેનાં દિલમાં ઉત્પન્ન થયા કર્યા.

બાર દાહાડા પુરા થયા, અને બામદાદની પુરતી રોશની પડતાંજ દેવો ઓલિમ્પસ પાહાડની ઉપર ગયા; જોવ પેહેલ વેહેલાં પાણીવાલા માદવામાંથી ચઢોને પોતાની પછવાડે આકાશી દેવોને હારબંધ લઇ ગયો. એવામાં સકારે બામદાદની ધુમસની માફક પેલી દરિયાની છોકરી[૭૫] પાણીમાંથી ઉપર નિકળી આવી, અને ઇશ્વરી જગા તરફ પોતાનું ઉડવું કીધું. ત્યાંહાં સઘળાથી દૂર અને બધાઓથી ઊંચે, જયાંહાં બુઠો ઓલિમ્પસ તેનાં સો માથાંઓથી આકાશને ઢાંકી નાખેછે, અને વાદલાંઓને ટેકાવી રાખેછે ત્યાંહાં તે(ગગડાટકરતો)સાહેબ બેઠેલા હતો. ત્યાંહાં પેલી અરજ કરતી દેવી જઇ ઉભી: પેલીએ પોતાનો એક હાથ તેની દાઢી નીચે ઘાલ્યો, અનેબિજાહાથેતેનાં ઘુંટણો પકડયાં; પેલી બોલી, અરે, દેવોના બાપ! અગરજો મારા બોલોથી તું ખુશી થયો હોય, અથવા મારાં કામોથી તને મદદ મલી હોય તો

મારા છોકરાની ઉપર માનની થોડી ઘણી નિશાનો બખશ; અને જો તું તારી જીંદગી માટે (મારો) આભારી થયો હોયતો તેનાં બદલામાં તું તેને કીર્તિ બખશ; અને હમણાં આટલી ટુંકી જીંદગીને, અને વળી તેમાં અપમાન પામેલી, તેને કીર્તિ ઘણું કરીને ઇશ્વરની કબુલાતથીજ ઘટે છે. અરે, હંમેશના વાજબી અને ડાહ્યા! તું આ દુ:ખનો કિનો લે; જયાંહાં સુધી મગરૂર પાદશાહ અને એકાયાની ૭૬ સઘળી ઓલાદ, હમણાં જેને તેઓએ અપમાન આપ્યું છે. તેને બેહદ માન આપે, ત્યાંહાં સુધી ગ્રીસને પાયમાલ કરી નાખ, અને ત્રાયની ચઢતી કર.

આ પ્રમાણે ઠિટીઝ બોલી રહી: પણ જોવ પોતાની છાતીમાં નેક મસલતો છુપાવી રાખીને મુગો મુગો બેઠો. પેલી દેવી આ પ્રમાણે નામુરાદ ન થયાથી નજદીક નજદીક આવી, હજુર સુધી તેનાં ઘુંટણો પકડી રાખ્યાં, અને તે વાહાલી અરજ

મોટેથી જાહેર કીધી". અરે, દેવો અને મા-
ણસોના બાપ ! તારા અરજ કરનારની
અરજ તું સાંભળ! ના અથવા હા; કેહે;
કાંએકે જોવનેકોણનો ડર છે? અથવા અરે,
જાહેર કર કે, સઘળા ઉપરના દેવો કરતાં
શું કંગાલ ઠિટોઝ જોવની ઓછી સંભાળ
તળે છે ?

પેલી બોલી રહી: અને જે મેહેરાબદાર
આકાશની ઉપર ગગડાટ કરેછે તે ખોદા
દચકાં ખાઇને આ પ્રમાણે જવાબ આપેછે:
એ તું શું માગેછે ? જ્યારે ત્રોજન લશ્કરની
જરા વધારે પક્ષ ખેંચી મને તેમને મદદ ક-
રવી પડે છે, ત્યારે પારકા કજિઆ અને
ખાનગી ગુસ્સા તથા દેવોની ફરીઆદો
અને જે વાતે (મારી) જુનો મને જોસથી
દપકાવે તે વાતમાં, અરે! મારા (જોવ) થી
કેમ ભાગ લેવાય? રએને મારાં રાજયની
ગરૂર ભાગ્યન અદેખાઇની નજરથી તને
મારી છેક આગળ આવેલી જોય માટે તું

અહિંથી ચાલીજા; પણ તું સ્વસ્થ જજે, (કાંએકે) તારી અરજ સલામત પોંહોંચીછે: ઇસ્વરી મરજી મુકરર કરનારી સાચી, ચોક્સ, તથા કદિ પાછી ફેરવી નહીં શકાય એવી નિશાન જે મારા પાક માથાનું હિલવવું છે તે પાક માન ભરેલી નિશાનને તું સાક્ષી રાખજે; એથીજ તારી અરજ ઉપર મોહોર થાયછે, તથા એથીજ તારા વચનો પાર ઉતરેછે,—તે (એમ) બોલી રહયા પછી પોતાનાં કાળાં ભવાં રોબથી વાળેછે; પોતાનાં સુગંધી ગુચ્છા હિળવેછે,તથા માથું હિળવીને (પેલી નિશાન) આપેછે; એ (નિશાન) તકદીરની મોહોર તથા ઇશ્વરનું બાહાલ રાખવું છે: ઊંચા આકાશમાંનાં ( દેવ દેવીઓ ) એ તે ભય ઉપજાવિક નિશાન ધ્રુજીધ્રુજીને કબુલ રાખી, તથા સઘળું ઓલિમ્પસ ધડપાયથી ધ્રુજી રહ્યું.

પેલી દેવી તે ઊંડા સાગરમાં જલદીથી જતી રેહેછે, અને જોવ આકાશમાં પો-

તાનાં ચળકતાં મકાનમાં જાયછે. દેવ દેવીઓની ચળકાતભરેલી સભા તે દેવનો આવવાની રાહ જોયછે, તથા તેઓ પોતાનાં દબદબાભરેલાં તખ્તો ઉપરથી ગુપચુપ ઉઠીને તે આકાશના રાજશ્રીની હજુરમાં દિલમાં તેનો પાક ડર રાખી ઉભાં રેહેછે. જયારે જોવ પોતાનું તખ્ત લેછે, ત્યારે તેની ફક્ત મગરૂર રાણી સિવાય તેઓ સઘળાં ધુજતાં ધુજતાં ઉભાં થાયછે: (કેમકે) તેણીએ પેલી રૂપેરી પગની કન્યાને[૭૭] તરતનો[૭૮] દીઠીહતી, અને (તેથી) તેણીના સઘળા જોસ્સાઓ ઉકળી આવ્યા હતા, (પેલી પોકારેછે,) ઓ, આકાશના કાવાબાજ કારભારી, તું કહી દે કે હાલ આસમાનના ભેદોમાં કોણ ભાગ લેછે? તારી જુનો તકદીરના ઠરાવો નહીં જાણે તો તે પાદશાહી રાજયની નકામો ભાગ્યન છે. જે જંજાલો જોવ ડાહાપણથી પોતાની રાણીથી

છુપાવેછે, તેમાં કઇ પ્યારી દેવીભાગ લે છે?

ગગડાટ કરનાર દેવ એનો ઉત્તર વાળેછેઃ સર્વ શક્તિમાન સાહેબના મનની પાક મસલતો તું જાણવા ના માગઃ તે મોટો ઠરાવ આશકારા થયા વગર ગુપ્ત રેહેવાનોજ, તથા તકદીરના ઊંડાનમાં તારાથીબી પેસી શકાશે નહીં. જે જાણવું તને ઘટારત છે તે તું પેહેલાંજ જાણશે; ઉપર દેવોથી, અને નીચે માણસોથી બી પેહેલા (તું જાણશે;) પણ મારાં મનનાં છેક ઊંડાં તળીઆમાં જે વિચારો દોડેછે તે શોધી કાહાડવાને તારે તથા તેઓએ હિંમત કરવી નહીં.

આસમાનની તે દેવીએ તે સાહેબપર પોતાની દબદબા ભરેલી આંખોના મોટા ડોળા કાહાડયા અને આ પ્રમાણે પાછો ઉત્તર વાળ્યોઃ ઓ, કરડા સાટર્નના[77]! શા કારણસર એવી રીસ તું કરેછે, તથા તારી મરજીપર કોણ અમલ ચલાવેછે, તે તું કેહે ? મારી

તરફથી કેહેવાનું એ છે કે જેપી તું ચાહે છે તે અમલમાં આવતું રેહેછે, અને તારી સઘળી મસલતો નિયમસર પાર ઊતરે છે. પણ હું જે બિહુંછું તે ગ્રીસને માટે; કેમકે થોડા વારપર પેલી રૂપેરી પગની રાણી (તારી સાથે) અડોઅડ મસલત કરતી દેખાઇ હતી. જોવ પોતાની ઠિટીસને કંઇ પણ ના પાડી શકતો નથી, તથા આસમાન હિલ્યું હતું તે નિશાન ફોકટની નહીં હતી; તે દેવીએ પોતાના ઝનુની તથા હઠીલા છોકરા ઉપર નવાજેશ કરવા સારૂં કંઇ નાશકારક બક્ષીસ મેળવીછે? કદાચ (તેબક્ષીસ એં હશે કે) ગ્રિસ્યન લોકના લોહીથી મેદાન તર કરવું અને મારા લોકના જાનની ખુવારીથી તેનો કીનો તૃપ્ત કરવો.

ત્યારબાદ તે દેવે આ પ્રમાણે જવાબ આપ્યો: જે ઇશ્વર છુપું રાખવાને ઠરાવ કરેછે, તે જાણવાને જે ગરુરી કોશિસ કરેછે તેવી તું ઓ, બેચેન તથા ગરુર દેવી!

(એ જાણવાની) તારી કોશેશ ફોકટછે, કેમ-
કે તે ગુમાનભરેલી હોવાથી ધિક્કરાયછે;
એ વિષે તું ચિંતાતુર રેહેછે, અને તારો
આવીંદ તો નારાજી છે. એટલુંજ બસછે,
અને નહીં ફેરવી શકાય એવા હુકમને કોઇ
બી દબાનથી અળવળ આવી શકનાર ન-
હીં: જે થવું જોઇએ તેતો થાયછેજ. ઓ
દેવી, તું તાબે થા, તથા મારી મરજી વિ-
રુદ્ધ જવાની હિંમત ના કર, પણ આ
ફિનો લેનારા દસ્તની શક્તિનો ડર તું રા-
ખજેજ; આસમાનના દેવોનું એકંદર જો-
ર જોવની સર્વશક્તિ સામે થાયતેપણફોકટ.

તે ગગડાટ કરનાર સાહેબ બોલી રહયો,
તથા તે રાણીથી જવાબ દેવાની હિંમત થ-
ઇ નહી;(તેની)બુઝુર્ગીના ડરથીઆખું આ-
કાશ ચુપચુપ થઇ ગયું. ખાણામાં ખલલ
પડીગઈ,અને વલ્કને[૭૯] ખેદ પામીને પોતા-
નીમાતાને થથરાવેલી તથા બિજા દેવોને
ભયભીત ઉભેલા દીઠા; દિલમાં સુલેહ બા-

રણ કરીને તથા મોજ મારવાની મકસદ રાખીને પેલો આસમાની મિસતરી આ પ્રમાણે વચ્ચે બોલી ઉઠયો: ઓ, દેવો ! માનવી જાતના દરિદ્રી કજિઆ તમારી તકરારને મુદ્દલ છાજતા નથી: માનવીને પોતાના દિન અર્થરહિત મારામારીમાં કાહાડવા દેવો; આપણે તો આપણા દિન સદાની સુલેહ તથા રંગરસમાં કાહાડયે. દેવીમાતા, તું આપણા મુરબ્બીનું કેહેવું કબુલ રાખ, તથા આકાશની પાક સુલેહ તોડ ના;નહીંતો તે ક્રોધાયમાન થઇને આશિષ પામેલાં મકાનોને ધ્રુજાવશે, રાતી વીજલી નાખશે, તથા બિજા દેવોને રાજ પદભ્રષ્ટ કરશે. જો (માતા,) તમો તાબે થાવો, તો (આપણો) ગગડાત કરનાર દેવ શાંત પડે; તે મેહેરબાન શક્તિ ખુશ રેહેવાને રાજી થાયછે,

આ પ્રમાણે વલ્કન બોલી રહ્યો; તથા એક કુડકો મારી ઉઠી ઉભો થઇને તેણે

તેજદાર અમૃતથી બે કટોરાનો એક ક-
ટોરો ભર્યો અને તે જુનો આગળ આ-
નંદી રીતે ધરીને પોકાર માર્યો, અરે!
દેવી, તું શાંત પડ અને કહ્યું કર: તું
વાહાલી છે ખરી, તોપણ અગર જોવ
પોતાનો દસ્ત લાંબો બાહિર કાઢશે, તો
(તારૂં)રક્ષણ કરવા સારૂં (મારામાં)શક્તિ
નહીં હોવાને લીધે મને ફક્ત સામું ખેદ
પામવું પડશે. તારી મદદે બાહિર નિકળ-
વાને કયો દેવ એટલી હામ ભિડશે, યા
કોણ પોતાનો દસ્ત જોવના બળની સા-
મે ઊંચકશે? એક વેળાએ તારો બાબદ
સર મેં તેનું અનુપમ બળ અજમાવ્યું હ-
તું, (કેમકે તે વખતે) મને આસમાનપરથી
ઊંધે મસ્તક નીચે ફેંકી દીધામાં આવ્યો
હતો,[૭૯]ગોળ ચકરડાંમાં નેચકરડાંમાં હું
આખો દિવસ ઝડપથી વિટલાયા કરતો હતો;
તથા સૂર્યાસ્ત લગી મને જમીન હાથ લાગી
હતી નહીં: (ત્યાર બાદ) હું ધુમરી ખાતો

આ તો એદમ પડયો હતો; સિન્ટ્યન[૯૦] લોકો મને લેગ્નાસના[૯૧] કિનારા પર ઊંચકી જઇ ગયા હતા.

તે બોલી રહ્યો, તથા પેલો કટોરો તે સફેદ હાથવાળી રાણીના હાથ આગળ ઉંચકી ધર્યો જે તેણીએ હસીને લઇ લીધો. ત્યાર બાદ તેણે બાકીના બિજાઓને (તે કટોરો) ભરી આપ્યો; અને દરેક જને વારા ફરતી અમૃતનું પ્યાલું પોતાના હોઠોને લગાડયું. વલ્કને પોતાની ફરજ બેઢપ રંગથી બજાવી, તથા આકાશમાં (એકાએક) નરમ નહીં પડે એવી હસાહસ થઇ રહી.

આ પ્રમાણે તે આશિષ પામેલા દેવોએ તે રંગીન દિન અમૃતદાર ખાણાઓ તથા ઇશ્વરી ગાયનોમાં લંબાવી કાહાડૂયો. એપાલોએ સારંગી ચહડાવી હતી; આસપાસથી ગાયન દેવીઓ અવાર નવાર (ગાઇને) તે રૂપેરી (સારંગીના) સાદને ટેકો દેતી હતી. એટલા વારમાં તેજદાર સૂર્ય માનવીની ન-

જર આગળથી ઝડપથી નીચે ઉતરી જઇ-
ને પોતાની ઝડપી રોશની નીચે ગગરાવી
નાખ્યો. ત્યારબાદ દેવો વહ્કનના હુંનરના
ચળકતા સ્તંભો એવાં જે તેમનાં ચળકતાં
મકાને ગયા. જોવે પોતાનુ રોબદાર માથું
પોતાના કોચપર અઢેલ્યું, તથા જુનો
સોનેરી બિછાણાપર ઊંઘ્યો.



## સમજન.

૧.—લોજન લડાઇવિષે હોમર નામના કવિએ રચેલી એક માહાભારત કવિતા. લડાઇનો શૂરો એકિલીઝ ક્રોધાયમાન થયાથી લડાઇમાં સામિલ થયો નહીં, તેથી કરી ગ્રીક લોકપર ભાતભાતની જંજાલો તથા સંકટો આવી પડયાં હતાં, તે બધાંનું વર્ણન તેમાં આવેલું છે. હેકતરના મરણ સાથે એની સમાપ્તિ થાયછે. એના ૨૪ ) ભાગ કરેલા છે. કોઇબારીકબીન એ કવિતાની ઢપછપ તથા રસને મધ્યાન્હકાળની રોશની સાથે સરખાવેછે.

૨.—એ દેશ યૂરોપની દક્ષિણે આવેલું છે, તથા તાંહાંની આબોહવા અને રસાળ જમીનનેમાટે સારીપેરે જણાયલું છે. તેનાં અસલ રેહેવાસિઓએ વિદ્યા તથા હુંનરોમાટે બહુ કીર્તિ મેળવી હતી, તથા તેઓ ઘણે નામે ઓળખાતા હતા. તેઓએ એક વખતે ઠામે ઠામ દસ્ત બેસાડયો હતો; અને જેટલા તેઓ માન તથા કી-

તિના ભૂખ્યા હતા, તેટલા તેઓ બિજાં કસાંના નહીં હતા. તેમના સરદારોમાં દિલાવરી સાથે સુભાષિત બોલવાની ટેવ તથા ટેવ મેળાયલી હતી. તેઓમાં અનેક પુરુષો અનેક રીતે વખણાઇ ગયા છે.

૩.—ફિલ્યૂસ તથા ઠિટીઝનો છોકરો. તે ત્રોજન લડાઇમાં સર્વ ગ્રીકોમાં પોતાનાં શૂરને સારૂં ઘણો વખણાઇ ગયો હતો. એવું કેહેવાયછે કે તેની માતાએ તેને સ્ટાઇક્સ નામની નદીમાં બુડાડયો હતો, અને તેથી એડી વગર તેનું આખું બદન એવું સંગીન બન્યું હતું કે કોઇપણ ભાગને જખમથી કસી ઇજા પોંહોંચતી હતી નહીં. તેને લડાઈ તથા ગાયનના હુંનરમાં કેળવણી મળી હતી. ત્રોજન લડાઇમાં જવાથી તે મરણ પામશે એવું તેની માતાએ જાણીને તેને ઓરતના લેબાસમાં બાહેર ગામ મોકલાવી દીધો હતો; પણ યૂલેસિસના કાવાથી તે જણાઇ આવ્યો હતો, ત-

થા તેને લડાઇમાં સામિલ થવું પડ્યું હતું. એગેમેમનોને તેની પ્યારી બ્રાઈસિઇઝ લેઈ લીધાથી તે રીશાઇ ગયો હતો, તથા જ્યાંહાં લગી તેનો જાની દોસ્ત પેત્રાક્લસ માર્યો નહીં ગયો, ત્યાંહાં લગી તે લડાઈમાં સામિલ થયો હતો નહીં. ત્યારબાદ તેણે ત્રોજન લોકના શૂરા હેક્તરને જેર કર્યો હતો; અને તે પોતે પારિસના હાથે એડીમાં ઘા ખાઇને માર્યો ગયો હતો.

૪.—સાટર્ન તથા ઓપ્સનો છોકરો. એને ભાગે દોજખ આવ્યું હતું; અને તેટલા માટે તે મોત તથા મુડદાંનો દેવ કેહેવાતો હતો. તેનું રેહેવાનું મકાન અંધારૂં હોવાથી તેની સાથે પરણવાને કોઇબી દેવી રાજી થઈ હતી નહીં, તેથી તે પ્રાસર્પાઈન નામની દેવીને જોર જુલમથી ઘસડી લઇ જઇને તેણીની સાથે પરણ્યો હતો.

૫.—કાલ્યોપિ. જુપિટર તથા નિમોસીનિની છોકરી. વીર રસ કાવ્ય તથા અલંકાર

શાસ્ત્રની પ્રમુખ દેવી.

૬.—એગેમેમનોન.એત્રૂસના છોકરા પ્લિસ્થીનિસનો છોકરો.માઈસિની તથા આર્ગોસનો પાદશાહ. ભોજન લડાઈની વેળા તેને ગ્રીક લશ્કરોનો વડો સરદાર નેમવામાં આવ્યો હતો, અને તેણે તે વખતે બહુ દિલાવરી દેખાડી હતી. તેને એકિલીઝ સાથે ટંટો થયાથી ગ્રીક લોકને બહુ નુકસાન થયું હતું. તે પોતાની બાયડી કલાઈતીમ્નેસ્ત્રાના હાથે માર્યો ગયો હતો.

૭.—સાટર્ન તથા ઓપ્સનો છોકરો.આકાશનું રાજ્ય તેણે પોતાને વાસ્તે કરી લીધું હતું.

૮.—હોમરના કેહેવા પ્રમાણે સાટર્નની છોકરી. ખુબસુરતીને માટે તેની બહુ વખાણ થતી હતી. જુપિટરની બાયડી જુનો તેની બહુ અદેખાઇ કરતી હતી, કેમકે તેના ખાવીંદનો ચાહ તેની ઉપર ઘણો હતો. અંતે આકાશમાંથી કાહાડી મુ-

કવાને લીધે તેનો કેડે થાક લાગો હતો નહી.
૯.— ફીબસ અથવા એપાલો.
૧૦.— એગેમેમનોન.
૧૧.— ક્રાઇસિસ.
૧૨.— એપાલોનો પાદરી.
૧૩.— આસ્ટિનોમિ અથવા ક્રાઇસિઇજા.
૧૪.— જુપિટર તથા લેટોનાનો છોકરો. સઘળા સારા હુંનરો; વૈદક, ગાયન, કવિતા, તથા અંલકાર શાસ્ત્રનો પ્રમુખ દેવ. જુપિટરે તેને ભવિષ્ય જાણવાની શક્તિ આપી હતી.
૧૫.— એગેમેમનોન તથા મિનિલેઅસ.
૧૬.— એશ્યા માઇનરમાં આવેલાં લોઆઝ નામનાં દેશની રાજધાની.
૧૭.— એપાલોના પાદરી ક્રાઇસિસની છોકરી. તેનું અસલ નામ આસ્ટિનોમિ હતું.
૧૮.— જુપિટર તથા લેટોનાનો છોકરો.
૧૯.— પીલોપોનેસસમાં આવેલા આર્ગો-

લિસની રાજધાની. ટ્રોજન લડાઇની વ-
ખતે એમાં એગેમેમનૉન રાજકરતોહતો.

૨૦.— ફ્રિજયાના મુલકમાં એ નામે એ-
પાલોઓળખાતો હતો, કેમકે તેણે તે દે-
શમાંથી ઉંદરોનો ઘાણ વાળયો હતો, અ-
ને ઉંદરનેમાટે તે દેશની ભાષામાં એ શ-
બ્દ વપરાતો હતો.

૨૧.— ગ્રીઆઆગ્રમાંનું એક ગામ.

૨૨.— ઇજયન સમુદ્રમાં આવેલું એક
ન્હાનું ફળદ્રુપ ટાપુ. તે ત્રાયની સામે
આવેલું હતું. એવું કેહેવાયછે કે એ ઠેકા-
ણે ગ્રીક લોકો ત્રોજન લડાઇની વેળાએ
ભરાઇ બેઠા હતા.

૨૩.— સિલિસ્યામાં આવેલું એક ગામ. એ
ઠેકાણે એપાલોને સ્મિ-ટ્યૂસને નામે એક
દેહડું અર્પણ કરેલું હતું.

૨૪.— માસિડોન્યા તથા ઠેસેલિનો પાહાડ.
એ ઠેકાણે દેવોનું રેહેવાનું મકાન કરેલું
હતું, તથાજુપિટરની દરબાર આવેલી

હતી. કવિઓના વિચાર પ્રમાણે એના શિખર ઉપર પવન, વરસાદ, તથા વાદળાં હોતાં નથી, પણ સદાની વસંત હતી.

૨૫.—સાટર્ન તથાઓપ્સની છોકરી. જુપિટરની બેહેન તથા બાયડી. ત્રોજન લડાઇની વખતે તેણીએ ત્રોજન લોક પર બહુ કોપ રાખ્યો હતો, કેમકે પારિસે તેણીને પડતી મુકીને વિનસને પસંદ કરી હતી, તથા સોનેરી સેબ આપ્યું હતું.

૨૬.—સમુદ્રને લગતી એક દેવી. નિરયૂસ તથા ડોરિસની છોકરી. પિલ્યૂસે એનીસાથે કાવાથી લગ્ન કર્યાં હતાં, તથા તેમના છોકરા એકિલીઝનો જાન તેનાથીજ બચ્યો હતો.

૨૭.—એકિલીઝ.

૨૮.—જુનો.

૨૯.—એકિલીઝ. તેના બાપ પિલ્યૂસઉપરથી એ નામ પડયું હતું.

૩૦.—એપાલો.

૩૧.—ક્રાઈસિઇઝ.

૩૨.—સ્પાર્ટાના રાજા ટિન્ડેરસની છોકરી. તેનો તથા તેણીના ભાઇ કાસ્ટરનો જન્મ ઇંડાંમાંથી થયો હતો. તે એગેમેમનોન સાથે પરણી હતી. તેણીએ પોતાની ધાનત બગાડી હતી, તથા પોતાના ખાવીંદને લોજન લડાઇમાંથી પાછો આવ્યા બાદ જખે કર્યો હતો.

૩૩.—વાય શેહેરનું બિજું નામ. આઇલસ નામના પાદશાહ ઉપરથી એ નામ પડ્યું હતું.

૩૪.—ખ્રાઈસિઇઝ.

૩૫ —(ધણું કરીને) ખ્રાઇસિઇઝ.

૩૬.—ટિલામનનો છોકરો તરોજન લડાઇની વખતે એ ગ્રીકોમાં શૂરમાં એકિલીઝથી ઉતરતો ગણાતો હતો.

૩૭.—આઇડિકાના ટાપુનો રાજા. ત્રોજન લડાઇની વખતે તેને પોતાની મરજી ઉપરાંત ગ્રીક લોક સાથે સામેલથ-

વું પડ્યું હતું; તથા તે પોતે ચઢતાં ડાહા-
પણ અને બુદ્ધિને માટે ઇજત ભોગવતો હતો.
એની કળાથી કરીને ત્રાય શેહેર જમીન
દોસ્ત થયું હતું. ત્રોજન લડાઇ પુરી થ-
યા બાદ તેણે ઘણાં વર્ષો ભટકવામાં કા-
હાડયાં હતાં; અને તે બાએનું દાસ્તાન
હોમરની આડિસીમાં કળવાયું છે,

૩૮.—આઇડોમિન્યૂસ.

૩૯.—એકિલીઝની જન્મ ભૂમિ. ઠેસેલિ-
આમાં આવેલાં ફિઓતિસ નામનાં એક
ન્હાના પરગણામાં આવેલું એક ગામ.

૪૦.—મિનિલિઅસ.

૪૧.—ગ્રીસ દેશનું એક પરગણું, જેમાં
એનું ગામ આવેલું હતું.

૪૨.—ઠેસેલિની દક્ષિણ સરહદે રેહેનારાં
લોકો. એઓ એકિલીજ સાથે ત્રોજન લ-
ડાઇમાં ગયાં હતાં.

૪૩.—લિર્નિસસ શેહેરની એક ઓરત.
ગ્રીક લોકના હાથમાં એ શેહેર આવ્યાથી

તથા તેણીનો ખાવીંદ અને ભાઇ લડાઇ-
માં માર્યા ગયાથી લૂટની વેહેંચણીની વ-
ખતે તે એકિલીઝને ભાગે આવી હતી,
અને તેની સાથે વઢા રહી હતી.

૪૪.—જુનો,

૪૫.—માતા વગર જુપિટરના ભેજાં માં-
થી જન્મેલી દેવી. ડાહાપણ, લડાઇ, તથા
સારા હુંનરોની પ્રમુખ દેવી.

૪૬.—એગેમેમનોન તથા એકિલીઝ.

૪૭.—મિનર્વા.

૪૮.—મિનર્વા. એ ઉપરથી એનું નામ ગ્લો-
કોપિસ હતું.

૪૯.—જેવો ગ્રીક લોકનો એકિલીઝ, તેવો
ત્રોજન લોકનો હેક્ટર. ત્રાયના પાદશાહ
પ્રાયમનો છોકરો તથા હેલનને ચોરી
લઇ જનાર પારિસનો ભાઈ. એકિલીઝ-
ના હાથે એ માર્યો ગયો હતો.

૫૦.—પીલોપોનેસસના પશ્ચિમ કિનારાપર
આવેલાં મસિનાનું એક ગામ.

૫૧.—નેપ્ચ્યુંનના છોકરા નિલ્યુસનો છોક-રો. ત્રોજન લડાઇની વેળા તે પોતા-ના ડાહાપણ, રાસ્તી, તથા વિવેક બુદ્ધિને માટે બહું વખણાયો હતો. એગેમમનોન-ને મનસે એના જેવા દશ સરદારો હતે તો ત્રાય શેહેરને ભાગવાને કસો વિલમ લા-ગતે નહીં. એણે મોટી ઉમર સુખ સાથે ગુજારી હતી.

૫૨.—કેટલાએકોના વિચાર પ્રમાણે જુ-પિટર તથા ડાયાનો છોકરો. લાપિઠી લોકનો રાજા: થિસ્યુસનો જાની દોસ્ત.

૫૩.—માર્સનો છોકરો.

૫૪.—આર્ગોનાટની ટોળીમાંનો એક.

૫૫.—આઠન્સનો રાજા. ઇજ્યસનો છો-કરો.

૫૬.—આર્ગોનાટની ટોળામાંનો એક.

૫૭.—ઠેસેલિમાં રેહેનારાં એક જાતનાં લો-કો. અર્ધાં માણસ તથા અર્ધાં ઘોડા.

૫૮.—હિઠીઝ.

૫૯.—ટ્રોજન લડાઇની વખતે એક ગ્રિશ્યન સરદાર. મિનીત્યસનો છોકરો. એકિલીઝનો જાની દોસ્ત. હેક્ટરના હાથે તે માર્યો ગયો.

૬૦.—ટ્રોજન લડાઇમાં એગેમેમનોનનો ખાસ કારભારી તથા દોસ્ત.

૬૧.—તરોજન લડાઇમાં ગ્રિશ્યન લોકનો કાસદ.

૬૩.—ઠિટીઝ.

૬૪.—હેક્ટરની બાયડી એન્ડ્રોમેકીનો બાપ. ગ્રીક લોકને હાથે તે માર્યો ગયો હતો.

૬૫.—ટ્રોઆસની દક્ષિણે આવેલું એક ગામ.

૬૬.—જુનો.

૬૭.—મિનર્વા.

૬૮.—નેપ્ચ્યૂન.

૬૯.—સીલસ તથા તેરાનો વડો છોકરો. સાર્પેનનો ભાઇ.

૭૦.—૭૧.—સીલસ તથા તેરાનો વડો

છોકરો. એને ૧૦૦)હાથ તથા ૫૦)માથાં હતાં, અને એક બહુ જબરો રાક્ષસ કેહેવાતો હતો.

૭૨,—નેપ્ચ્યૂન.

૭૩.—આફ્રિકામાં ઇજીપ્તની દક્ષિણે આવેલુ એક વિસ્તીર્ણ દેશ. અહિંના લોક ઘણાં સાચાં તથા દેવોનાં વાહાળાં કેહેવાતાં હતાં.

૭૪.—એપાલોનું ઉપનામ. એણે પાઇઠાન નામનો સાંપ મારી નાખ્યો હતો, તેથી તેના માનની ઇધાંનોમાં એક ગીત જોડી કાહાડવામાં આવ્યું હતું, અને તેનું નામ એ પ્રમાણે રાખ્યામાં આવ્યું હતું.

૭૫.—ઠિઠીઝ.

૭૬.—પીલોપોનેસસનું એક દેશ. એનું બિજું નામ હેલાસ હતું. એકીઆઇ લોકપરથી એ નામ પડયું હતું.

૭૭.—ઠિટીઝ.

૭૮.—આતશનો પ્રમુખ દેવ તથા આકા-

૧. હોમરના વિચારપ્રમા-
.ણે જુનોનો છોકરો.
—જ્યારે જુપિટરે જુનોને નાફરમા-
નીસારૂ સોનાની સાંકળથી બાંધી રાખી
હતી, ત્યારે વલ્કને પોતાની માતાને છો-
ડવવાને કોશિશ કરી હતી, પણ ફોકટ. કે-
મકે વલ્કનને લાત મારીને જુપિટરે આ-
કાશમાંથી ફેંકી દીધો હતો. નવ દાહાડા
સુધી તેને જમીન હાથ લાગી હતી નહી;
અંતે લેમ્નાસના લોકે તેને હવામાંથી ઝી-
લી લીધો હતો, અને તેનો એક પગ ભા-
ગી ગયો હતો.

૮૦. લેમ્નાસમાં રેહેનારાં ત્રેશ્યન લોકોની
એક જાત.

૮૧.—ઇજીયન સમુદ્રમાં આવેલું એક ટાપુ.
વલ્કનના નામથી પવિત્ર ગણાતું હતું.

તમામ થયું દફ્તર પેહેલું.